૩૫૦૬

# લોકભ્રમ.

રચનાર,

**વનમાલી લાધાભાઇ મોદી,**

"સાંસારિક ચમત્કાર," "પ્રેમરાય અને પ્રેમ ગવરી" "સુશીલ યમુના," પ્રેમની પરિસીમા," "સદ્ગુણીવહુ" વગેરે વાર્તાઓનો બનાવનાર

અને

"હિંદુસ્તાન" પત્રનો અધિપતિ.


## અમદાવાદ

"હિંદુસ્તાન" પ્રિન્ટિંગ પ્રેસમાં શા. પ્રેમચંદ કસ્તુરચંદે છાપ્યું.

સંવત ૧૯૪૫—સન ૧૮૮૯

કિંમત આઠ આના.

# અર્પણપત્રિકા

સ્વદેશપ્રેમી—

રા. રા. ત્રીભોવનદાસ ભુલાભાઇ

ભાવનગર.

મહાશય,

મિથ્યા ભ્રમથી દેશ બાંધવોને થતી હાનિ આપનાથી જોઈ શકાતી નથી—આપ સત્ય સુધારાના હિમાયતી છો; દેશ બાંધવોના ઉત્કૃર્ષાર્થે સદા યત્નવાન રહોછો.— આપ સ્વદેશાભિમાની દીવ્ય પુરૂષરત્ન છો; અને વળી હાલમાં બુદ્ધિ કૌશલ્યનો સુઉપયોગ થવા જોગ ઉમદા અવસર આપને મળેલો છે—અર્થાત ભાવનગર સંસ્થાનમાં આસિ૰ વસુલાતી અધિકારીનો માનવંતો ઓહ્દો આપને પ્રાપ્ત થયેલો છે—તેના સ્મરણાર્થે આ લઘુ પુસ્તક સમર્પણ કરી અત્યાનંદ પામ્યા વિના રહેતો નથી,—આપ મારા પરમપ્રિય મિત્ર છો માટે!!

હું છું તમારો મિત્ર

વનમાળી.

# પ્રસ્તાવના.

" દુનિયા દિવસે દિવસે ડાહી થતી જાય છે." એ ડૉ૦ જોનસનના સિદ્ધાંતની પ્રચિતી-તે સાક્ષાત્ આપણો આ નિબંધજ છે ! શિક્ષણના પ્રસારે કરીને અને સુશિક્ષિત પરદેશીઓના સહવાસે કરીને દેશકાળ અને દેશસ્થિતિમાં આપણે અત્યારે સારો ફેરફાર થયેલો નિહાળીએ છીએ. અજ્ઞાન-એ અપરાધ કે દોષનું મૂળ છતાં જો કે અજ્ઞાનાવસ્થામાં થયેલાં કર્મને અપરાધ કે દોષનું રૂપ આપી શકાતું નથી, તથાપિ તેવું કર્મ ભૂલ ભરેલું તો ગણાયજ; ભૂલ એટલે આડે રસ્તે ઉતરવું. ભૂલના પેટમાં સદા ભય અને શ્રદ્ધા-એ બે પ્રકારો રહેલા હોય છે. અર્થાત્ માણસ ભય અને શ્રદ્ધાથીજ ભૂલ કરે છે. ભૂલ જલદીથી સુધરતી નથી તેનું કારણ બીજું કંઇજ નહીં પણ ભય માણસને જેમ વિચારશુન્ય-મૂઢ બનાવી મુકે છે, તેમ શ્રદ્ધા માણસના અંતઃકરણમાં ભૂલને વધારે દૃઢ કરે છે-તે છે. ભૂત પિશાચ, શુકન અને જ્યોતિષના સંબંધમાં પણ એ શિવાય અન્ય પ્રકાર નથી-એ માત્ર ભૂલ-ભ્રાંતનોજ પ્રકાર છે. ભ્રાંતિથી અમૂલ્ય કાળનો મિથ્યા વ્યય થવાથી, દેશોદયના સુયંત્રિક વ્યાપારમાં તેટલા કાળની ખોટ પડે છે; એ ખોટ દેશ અને દેશીઓને કાંઈજ થોડી નુકશાનકારક નથી. એટલું તો કહ્યા વિના ચાલતુંજ નથી કે આડે રસ્તે પણ આગ્રહ પૂર્વક મંડ્યા રહેવામાં આવે તો તેમાંથી વખતે

નહીં ધારેલી—એવી અકલ્પિત ફળપ્રાપ્તિ પણ થઇ આવે છે, અને એમ જ્યોતિષના સબંધમાં બન્યું છે પણ ખરૂં; તથાપિ જ્યાં ભૂલ રૂપ ભ્રમ માણસને વિચારશુન્ય બનાવી માત્ર પકડેલી વાતનાજ વમળમાં વલખાં મરાવે છે, ત્યાં શોધક બુદ્ધિનો ઉપયોગ થવો સંભવેજ કેમ ? જ્યોતિષના સંબંધમાં જે અકલ્પિત ફળપ્રાપ્તિ થઇ છે, તે કાંઇ ભ્રમિત માણસોએ મેળવી નથી. એ કામ અને એ શ્રમ અન્ય નિર્ભ્રમ ધીર વીર—શોધકોનાંજ છે. મરહુમ સ્વદેશ પ્રેમી રા. રા. દુર્ગારામ મેહેતાજીએ લોકભ્રમ મટાડવા જે યત્ન કર્યો હતો, રા. સા. મહિપતરામે પોતાના પુસ્તકમાં પ્રસંગોપાત ભ્રમનું જે ખંડન કરેલું છે અને કવિશ્વર દલપતરામ તથા વીર નર્મદાશંકરે તે સંબંધે લખાણદ્વારા જે પ્રયાસો કરેલા છે-તે માટે ખચિત તે સાક્ષરોને ધન્યવાદ ઘટે છે. આ પુસ્તક રચવાનું પ્રયોજન—એટલુંજકે જેમ “ વખતો વખતની ઠોકર વધારે હિતાવહ થાય છે ” તેમ અન્ય સાક્ષરો જે ઉપદેશ કરી ગયા છે—તે ઠોકર રૂપ ઉપદેશમાં આ પુસ્તક કાંઇક વધારો કરશે અને તેથી જનસુધારણાની પણ વૃદ્ધિ થયા વિના રહેશે નહીં. ધર્મના અંગે આપણા લોકોમાં જે ભ્રમ પ્રસાર થવા પામ્યોછે તે સંબંધે વળી અન્ય પ્રસંગે નિરાળું પુસ્તક લખવાનો મારો વિચાર હોવાથી આ પુસ્તકમાં તે વિષે કશું પણ કહેલું નથી. આ પુસ્તક લખવામાં “ ભ્રમાક્ષેપ, ” શ્રીમાન સ્વામીશ્રી દયાનંદ સરસ્વતિકૃત “ સત્યાર્થ પ્રકાશ ” તથા “ ભાષ્યભૂમિકા ” અને કવિશ્વર દલપતરામકૃત “ ભૂત નિબંધ ” વગેરે પુસ્ત-

કો વાંચી જવાથી મને કેટલીક સહાયતા મળી છે માટે તે ગ્રંથકારોનો આભાર માનુંછું. મારા પરમપ્રિય મિત્ર રા. નગીનદાસ પુરૂષોતમદાસ સંગવી, રા. જટાશંકર દયારામ, રા. વિઠલરાય ગોવરધનપ્રસાદ વ્યાસ, અને રા. પુરૂષોતમદાસ કહાનજી ગાંધી પોતાની વાણી અને સંગતિથી જે ઉત્સાહ અને આનંદ આપે છે-તેજ મારા તરફના પ્રકટ થતાં પુસ્તકનું મુખ્ય કારણ છે એમ કહું તો તેમાં જરાપણ ખોટું નથી! તથાસ્તુ!!

અમદાવાદ તા. ૧-૭-૮૯.
"હિંદુસ્તાન" પત્રની આફીસ

લી. સેવક,
**વનમાલી લાધાભાઇ મોદી**
અધિપતિ "હિંદુસ્તાન"



# લોકભ્રમ.

## ભાગ ૧ લો, ભુત-પિશાચ.

((૧) વિષયોપક્ષેપ-(૨) ભૂત-પિશાચ-(૩) તે વિષે કલ્પના-(૪) તેનું અસ્તિત્વ-(૫) અંધારી અને ઉજડ જગ્યાએ તેનો નિવાસ-બીજા પ્રત્યય)

### "મનસા ડાકણ, શંકા ભૂત."

(૧) આ નિબંધમાં આપણા લોકોમાં જે કેટલાક વેહેમો આજ ઘણા દિવસથી પ્રસરી રહ્યા છે, તે વિષે લખવાનું છે. એ વેહેમોમાં ભૂત પિશાચ, શુકન, મંત્ર, ગ્રહના શુભાશુભ યોગ, બાધા-માનતા, કિમિયો, રમળ ઇત્યાદિનો સમાવેશ થાય છે. એ વેહેમો ઉપર ઘણા ખરા લોકોનો વિશ્વાસ હોવાથી જેમ ઢોંગી ધુતારાઓ ફાવી જાય છે, તેમ ભોળા શ્રદ્ધાળુ લોકોનું અત્યંત નુકશાન થયા વિના રહેતું નથી. એકતો કેવળ (વેહેમ) એ ભ્રાંતિના પ્રકારો હોવાથી જો મનમાં સજડ ચોંટી ગયા, તો મનને ક્ષીણત્વ આવે છે. શિવાય કાળનો, શ્રમનો અને દ્રવ્યનો વિના પ્રયોજને વ્યય થાય છે. પ્રિય વાચકવૃંદો શું આટલે થી વેહેમ વિષે ક્રમાનુક્રમે વિચાર કરવાની ઈચ્છા તમારા માં નહીં ઉત્પન્ન થઈ હોય?

(૨) પ્રથમ ભૂત-પિશાચ વિષે બોલીએ. પ્રાચીન કાળથીજ મનુષ્ય માત્રની એવી સમજ થઈ ગઈ છે કે, મનુષ્યના મરણ સમયે તેના બે ભાગ, જે ચિત્ અને જડ, એટલે આત્મા અને શરીર, તેનો જે વિયોગ થાય છે, તે થયા પછી પણ જે ઠેકાણે મૃત્યુ પામેલા જે માણસની આશા રહી જાય છે, તે ઠેકાણે તે માણસનો આત્મા પિશાચ રૂપે થઇ ભ્રમણ કરે છે. આ સમજ મનુષ્ય માત્રના મનમાં બહુધા એટલી તો રમી રહેલી હોયછે કે, ભૂત-પિશાચ વિષે કાંઈપણ વાત કદી સાંભળી નથી—એવો આખી પૃથ્વીમાં એક પણ માણસ શોધ્યો સાંપડશે નહીં! આડિસને* એક ઠેકાણે ગમતમાં કહ્યું છે કે, "જેમાં ભૂત નહીં, એવું ઈંગ્લાંડમાં એક પણ ગામ કે શેહેર નથી." આ તેના બોલો પૃથ્વીપરના પ્રત્યેક શેહેર અને ગામને લાગુ પડે તેમ છે. આપણાજ દેશમાં ભૂત, યક્ષ, પિચાશ, ડાકણ, ભંડારનું સંરક્ષણ કરવા માટે બેઠેલો નાગ, વગેરે વિષે લોકોમાં પરસ્પર ચાલતી વાતો કોણે સાંભળી નથી? "અમુક ઘરમાં ચુડેલ છે, તે કોઈને પણ અંદર સુખમાં વસવા આપતી નથી." આવા પ્રકારની ચાલતી વાતોપરથી ઘણાં ઘરો વસ્તી વિનાનાં-ઉજડ થઇ રહેલાં કોના જાણવામાં નથી? તો પણ ભૂત-પિશાચનો મુખ્ય અખાડો તો સ્મશાનમાંજ! ત્યાં તેની ક્રિડા, ચેષ્ટા,

---

* આડિસનના "સ્પેકટેટર" માં પ્રકૃત વિષયપર એક છટાદાર નિબંધ છે, તે અમારા ઘણાખરા વાંચનારાઓ જાણતાજ હશે.

વેતાળની સ્વારી* વગેરે સર્વ યથાસ્થિત દૃષ્ટિગોચર થાયછે! ભવ ભૂતિના "માલતિ માધવ" નાટકના પાંચમા અંકના આરંભે આ સર્વ પ્રકાર ઉત્કૃષ્ટ રીતિયે વર્ણવેલો છે. તે આપણા અસંસ્કૃતજ્ઞ વાચકો પણ તે નાટકના ગુજરાતી ભાષાન્તરથી જાણી શકશે. સ્મશાન એ પિશાચાદિનું મુખ્ય રહેઠાણ છે, તેનું કારણ એટલુંજ કે સઘળાં પ્રેતકર્મો ત્યાંજ થતાં હોવાથી તે સ્થળના દર્શનથી કે સ્મરણથી-ભૂત પિચાશ શિવાય બીજી કલ્પનાજ મનમાં આવતી નથી. પ્રત્યક્ષ પુરાવો એટલોજ છે કે જો કોઇને ભુત બતાવવું હોય છે તો વીરમંત્રી, જતી, ભુવા વગેરે લુચ્ચાઓ એ ભોળા લોકોને સ્મશાનમાંજ લઈને ફસાવે છે-છેતરે છે-અરે છળે છે! ભૂત દિવસે દેખાય નહીં-તે રાત્રીએજ માત્ર માલુમ પડે, તેમાં વળી ઘોરઅંધારી રાત્રીએ હો! ઢોંગી-લુચ્ચાઓ અંધારી

*"વૈતાળની સ્વારી" નો પ્રકાશ સ્મશાનમાં જણાયછે, તે વિષે સ્પષ્ટ કહેવામાં આવે છે કે પ્રાણીના શરીરો કીંવા વનસ્પતિ કોહી ગયાને લીધે, તેમાંથી જ્વાલાગ્રાહી વાયુ (ગ્યાસ) નિકળે છે-અને તેનુંજ નામ વેતાળની સ્વારી! વેતાળની સ્વારી વિષે એમ પણ બોલાય છે કે એ જ્યોતિ હવામાં તરતી હોય છે અને જેમ જેમ તેની પાસે જઇએ તેમ તેમ તે દૂર નાસે છે! માણસના ચાલવાના યોગ્યે હવા ધકેલાય છે-હવાના પાણીની પેઠે હિસેલા-લોઢવળે છે તેથી એવો પ્રકાર બનનો હશે. તેનું લેટિન નામ "ઇગ્નિસ્ ફ્યાટયુઇ" (ભુલાવામાં પાડનાર પ્રકાશ) છે. અંગ્રેજીમાં તો તેનું નામ ગુજરાતી જેવુંજ છે:—"વિલ આફ્ ધિ વિસ્પ"—"જાક્ વિથ ધિ લાંટર્ન્" (ફાનસ લટકાવેલો યક્ષ—અથવા બળતી શગડી માથે લીધેલ ચુડેલ.)

રાત્રીએ ભૂત બતાવવાની સઘળી કૃતિમ તૈયારીઓ-અગાઉથીજ કોઇને માલુમ ન પડે-તેવી રીતે કરી લે છે. એ તૈયારી શી? જીવતાં આશાગ્રસ્ત ભૂત ત્યાં અગાઉથી બેસાડી રાખી, પછી તેની પાસે ભૂતના જેવી ચેષ્ટા કરાવેછે-બીજી તે તૈયારી શી હોય? ભૂત દેખડાવનારો ભૂત જોનારને દુર ઉભો રાખી ભલામણુ કરતો રહેછે કે, "જો તેની પાસે જઇશ તો જરૂર તને વળગશે!" આવી રીતે સર્વ કાવાદાવા પ્રથમથીજ રચી મુકેલા હોય છે, તથાપિ જો ભૂત જોનારો ઉસ્તાદ-માથાનો ફરેલો મળ્યો હોય તો વખતે ભૂત દેખડાવનારની ફજેતી પણ થયા વિના રહેતી નથી. જેમ ઘણું કરીને ભૂતનાં દર્શન સ્મશાન વિના થતાં નથી, તેમ મંત્ર સાધના પણ સ્મશાન વિના થઇ શકતી નથી!* કોઈ છંદી માણસ મંત્ર સાધના શીખવવા માટે ગારૂડીની પાછળ પડયો હોય, તો ગારૂડી તેને મધ્યાન રાત્રીએ સ્મશાનમાં ફેરવી દાટેલાં શડી ગયેલાં મુડદાંનાં હાડકાં એકઠાં કરવાનું કહે છે-બે ચાર દહાડા એ કામ બતાવી-પૈસા ધુતી લઈ, વટાણા વાવી જાયછે-એટલે મંત્રસાધના શિખનારને લમણે હાથ મુકી "મનમાં રાંડયા ને મનમાં પરણ્યા!" જેવો ઘાટ કર્યા વિના

---

* ભર્તૃહરીએ લખ્યું છે કેઃ—"मन्त्राराधन तत्परेण मनसानीताः स्मशाने निशाः" (મંત્રારાધનાના હેતુથી રાત્રીએ સ્મશાનમાં ભટકયો!) આ ઉપરથી સ્પષ્ટ માલુમ પડેછે કે, જગતમાંના સર્વ પ્રકારોનો આ કવિ અનુભવ લઇ ચુકયો હતો!

છુટકો થતો નથી. કહેવાનો તાત્પર્ય એટલોજ કે "દુનિયા ઝુકતી હૈ, ઝુકાને વાલા ચાહિયે." એ કહેવત પ્રમાણે ઢોંગી ધુતારાઓનું ચરિતાર્થ ભોળા શ્રદ્ધાળુ લોકો પર ચાલેછે! અરેરે આ અનર્થ ગુજરતો કયારે અટકશે?

(૩) હવે ભૂત-પિશાચ વગેરે પર લોકોની જે અનેક કલ્પના છે તેનું મહત્વ જોઇએ. પ્રથમ તેનું અસ્તિત્વ-એટલે તે છે કે નહીં-તે વિષે વિચાર કરીએ.

(૪) કોઇ પણ વાતની સત્યતા વિષે ખાત્રી કરવા સારૂ ત્રણ કારણ તપાસવાની જરૂર પડેછે. એક તેની સ્વતઃની સંભાવ્યતા; બીજું પ્રત્યક્ષ પ્રમાણ અને ત્રીજું વિશ્વાસપાત્ર મનુષ્યોનું ભાષણ કીંવા લેખ. હવે ભૂત પિશાચ દૃષ્ટિગોચર થવાં સંભવેછે કે નહીં, તેનો પ્રથમ વિચાર કરીએ. ભૂત એટલે શું-તેની જો કલ્પના મનમાં આણીએ તો તે એટલીજ કે શરીરને છોડી ગયેલો આત્મા-તે ભૂત. ઇંદ્રિયગોચર જે જડ શરીર-તે કાંઈ ભૂત ન હોય-એ સિદ્ધ થયું. મરણ સમયે જે નષ્ટ પામનારો-નિકળી જનારો તે આત્મા છે; જડ શરીર તો પ્રથમના જેવુંજ-કાયમનું કાયમજ રહે છે અને જડ શરીરની મરણોત્તર શી વ્યવસ્થા થાય છે-તે કાંઇ કોઇનાથી અંજાણી નથી. તો પછી દહન થયેલાં કીંવા દફનાવી દીધેલાં-શરીર-સહવર્ત્તમાન નષ્ટ થયેલો આત્મા પુનઃ દેખાવ દે-એ કેમ બને? જે માણસ કહેતો હોય કે "મેં મારા મિત્ર, સગાસબંધીને કે કોઇ માણસને ભૂત થયેલો દેખ્યો." તે માણસ જો યતકિંચિત્ વિચાર કરશે તો તેને જણાઈ

આવશે કે, જે શરીર તેણે પોતે દહન કરેલું, કીંવા દહન થતું તેણે પોતે નિહાળેલું, અથવા તો તેણે જાતે દાટેલું તેજ શરીર પુનઃ શી રીતે દૃષ્ટિગોચર થઈ શકે? કદાચ કોઈ પ્રશ્ન કરશે કે, તેજ શરીર કદાચ દૃષ્ટિએ ન પડયું–તેમાં શું થયું? તેના સરખું અન્ય શરીર ધારણ કરવાનું સામર્થ્ય ભૂત પિશાચમાં નહી હોય શું? આવા પ્રશ્નપર–આવા પ્રકારની શંકાપર ઉત્તર આપવાનું કામ કઠણ છે ખરૂં; કઠણ છે એટલાજ માટે કે આ પંચેંદ્રિય-વિષયક સૃષ્ટિ શિવાય અન્ય સૃષ્ટિનું જ્ઞાન આપણામાં બિલકુલ નથી; વળી તેવીજ રીતે યમપુરીમાંની, પ્લૂટોની નગરીમાંની, કીંવા પર્ગોટરીમાંની વ્યવસ્થા પણ જાણવાનો આ લોકમાં બિલકુલ માર્ગ નથી! હશે, પણ આ ભૂત-પિશાચના અસ્તિત્વની સંભાવ્યતા વિષેનો વિચાર થયો. હવે પ્રત્યક્ષ પ્રમાણ વિષે ઊંડા ઉતરીએ. પ્રત્યક્ષ પ્રમાણ પ્રસ્તુત વાદને કેટલું ઉપયોગી થાય છે તે જોઇએ. એ પ્રમાણ પણ અહિંયા બંદબેસ્તું ભાગ્યેજ થાય તેમ છે. અમારો પોતાનો અનુભવ જો કોઈ પુછવા માગે તો અમે તેને સ્પષ્ટ કહીએ કે જે પ્રમાણે સૃષ્ટિમાંના અદ્ભુત ચમત્કાર જોવાનો મનુષ્ય માત્રને હોંશ હોય છે, તે પ્રમાણે આ બાબતની અમોને પણ અત્યંત હોંશ છે. અને જો કોઈ આ બાબતની અમારી ખાત્રી કરી આપે–તો તે ખાત્રી કરી લેવા અમે ઘણાજ ઉત્કંઠિત છીએ.* વધારે તો શું, પણ જગતમાંના સઘળા વિદ્વાન અને શોધક

---

* ભુત-પિશાચનું અસ્તિત્વજ નથી, એ વાત અમે કાંઇ કેવળ સાંભળવા ઉપરથીજ લખતા નથી. કુંડલા કાઠિયા-

તથા સુવિચારી લોકો તરફથી અમે બેધડક જામીનગીરી આપીએ છીએ કે વિકાળ ભૂત–પિશાચની, યક્ષ યક્ષણીની ખવીસ પલીતની, ચુડેલ ડાકણની અને વેતાળ મહારાજની સ્વારી પ્રત્યક્ષ બતાવવાની જો કોઇમાં શકિત હોય તો તેણે એકદમ મેદાનમાં ઉતરી જવું! તે સમારંભમાં દેશોદેશ ના લાખો અને કરોડો લોકો હાજર થશે—તે ચમત્કાર નિહાળવા અસંખ્ય મનુષ્યો રજુ થઇ બતાવનારનો પાડ માનશે અને તેને પૈસાની પુષ્કળ પેદાશ પણ થયા વિના રહેશે નહીં!! પરંતુ " ખાટલે મોટી ખોડ કે પ્રથમ પાયો

---

વાડમાં અ.જથી આઠ નવ વર્ષપર બ્રાંન્ચસ્કુલમાં રા. રા. હ-રજીવનદાસ કહાનજી મેહેતાજી હતા, તેઓ, અમારા મિત્ર રા. રા. વૈદ મયારામ સુંદરજી, અમો તથા બીજા મિત્રોએ ભુત–પિશાચ વિષે ઘણા ઘણા પ્રકારે ખાત્રી કરેલી છે. એ ચાર વખત તો કૃષ્ણપક્ષની ચૌદશે–કાળી ચતુર્દશીએ અમે જાતે સ્મશાનમાં ગયેલા છીએ. અસ્તિત્વ વિના દેખાય શું ? વૃક્ષનો પડછાયો અને કોઇ ઢોંગ કરીને બેસી રહેલો માણસ!! મુંબઇમાં અમને એક ભૂત દેખાડનારો ઢોંગી માણસ મળ્યો હતો–અમે તેની સાથે માટુંગા તરફ કબરસ્થાનોમાં ગયા. તે રાત્રી ચૈત્ર મહિનાની પુર્ણીમા હતી. આકાશ નિ-રભ્ર હોવાથી ચંદ્રનો પ્રકાશ ( તે ભૂત દેખાડનારાની ફજેતી કરવા માટે કે શું, કોણ જાણે ! ) ઘણોજ સ્વચ્છ પડયો હતો, પણ ત્યાં જઇને જોઇએ તો શું જણાય ? ભૂતતો ન મળ્યા પણ અમારા બીજા મિત્રો કે જેને અમે છાની રીતે અ-ગાઉથી મોકલાવી દીધા હતા, તેને દેખડાવી ભુત દેખડાવ-નારાએ અમને કહ્યું કે "જુઓ, જુઓ ! આ ભૂત"!! અ-મને આથી અણહદ હાસ્ય ઉપજયું. અને ભૂત દેખડાવનાર ઝંખવાણો પડી ગયો. તુરત તેણે એવી તો ચાલતી પકડી કે અમોને ફરીને મ્હોડુંજ ન બતાવ્યું !!!

જ ન મળો" ત્યાં ઈલાજ શો? વીરમંત્ર પ્રયોગ જેને સાધ્ય થયો હોય તેને, પિશાચાદિકના રાજા જે કુબેર-તેની પાસેથી પણ જે પ્રત્યક્ષ ન મળી શકે—તેવી દુર્મિળ સંપત્તિ-દેશોદેશના લોકો તરફથી પ્રાપ્ત થયા વિના રહેજ નહીં! વળી જોઇએ તો ખુદ અખંડ પ્રૌઢ પ્રતાપ મહારાણી શ્રી તરફથી ભૂત—પિશાચ અને યક્ષાયક્ષણી આદિ બતાવવાના પેટંટનો ચાંદ પણ મળયા વિના રહે નહીં! આમ છતાં કેમ કોઈ એવો પરાક્રમી પુરૂષ નિકળી આવતો નથી? જ્યાં ભૂતનું અસ્તિત્વજ નથી, ત્યાં એજ એક મોટું સબળ—પ્રત્યક્ષ-સાક્ષાત્ પ્રમાણ છે કે, આવો પેટંટ મેળવવાનો, સંપત્તિવાન થવાનો, ધાર્યું કામ કરવાનો-અદ્યાપિ સુધી એક પણ બનાવ બન્યો નથી! સમજો કે એકાદ માણસને પિશાચ અનુકુળ હોવાથી તે ગમે તે ચમત્કાર કરી શકે છે, તો તે તે ચમત્કાર વડે લોકો પાસેથી જોઈએ તેટલા પૈસા કઢાવી નહીં શકે શું? જે પોતાના કબજામાં આવેલા પોતાના તાબેદાર થયેલા પિશાચને આજ્ઞા કરી કંદોઈની દુકાનમાંથી પેંડા બરફી મગાવી શકવાને સમર્થ હોય છે, તેને પોતાનો લબાચો બગલમાં મારી ઘેર ગયા બાદ સુકા રોટલાના કડકા મળવાની પણ પંચાત કેમ પડવી જોઈએ? જેની નાની લાકડીનું એવું પરાક્રમ કે તે એકવાર હાથપર ફેરવી કે તુરત મુઠીમાંના પૈસાનો રૂપિયો બની જાય, તે માણુસની તેજ લાકડી તેના ઘરમાં શું સ્વસ્થ પડી રહેવી જોઇએ? અને શું તે માણુસ સદાનો ચિથરેહાલ-ભુખે મરતો રહેવો જોઈએ? એકાદા માણુસને પારસમણી

સાંપડે તો પછી તેને તે ઘેર ઘેર બતાવી ને પર પૈસો એ પૈસા મેળવવા રખડવું પડે કે? પ્રિય બાંધવો, એ સઘળું હડહડતું જુઠાણું છે. પિશાચ કોઇને સ્વાધિન થઇ રહે એ મુદલ સંભવતુંજ નથી અને એટલા માટેજ તે દેખાડવાનું સામર્થ્ય પણ કોઇમાં હોતું નથી.--એ વાત સિદ્ધ થવી બાકી રહેતીનથી. હવે ત્રીજું પ્રમાણ ભાષણ કીંવાલેખ, તે વિષે વિચાર કરીએ. તેમાં પ્રથમ ભાષણ વિષે જો જોઇએ તો પ્રથમ એ ચમત્કાર માલુમ પડશે કે, જે ભૂત પિશાચ વિષે કહેનારો હોય છે તેનેજ પુછીએ કે " તમે એ બનાવ પ્રત્યક્ષ નિહાળ્યો છે શું !" તો "નિહાળ્યો છે" એવો ઉત્તર નહીં મળતાં "હમેશાં સાંભળ્યું છું" એવોજ ઉત્તર મળશે! તેમજ જે માણસ ખોટું બોલનારો નથી તેના મુખમાંથી અમુક અમુક વખતે અમુક અમુક ઠેકાણે જતાં રસ્તામાં ખીજડા ઉપર મામો-ખવીસ, આંબલીપર ચક્ષણી કીંવા વડપર વેતાળ મારા જોવામાં આવ્યાં" આવા શબ્દો કદી પણ નિકળશે નહીં. પણ જે માણસ જુઠું બોલનારો હોય છે તે સેહેજ વાતમાં પછી ગમત મેળવવાને ખાતર પણ કાલ્પનિક વાતોના તડાકા લગાવ્યા વિના રહેનો નથી. કેટલાક માણસો તો આવી ભીતિ ઉત્પન્ન કરનારી વાતો કહી સંભળાવી પોતાનો સ્વાર્થ પણ સાધી લેવા ચુકતા નથી. સ્વાર્થી માણસોને સત્યની બિલકુલ દરકાર હોતી નથી, તેથી તેઓ પોતાના બોલવાપર વિશ્વાસ બેસાડવા માટે જુઠા સોગન પણ ખાય છે, આ ત્રણ બાબનો લક્ષમાં લેતાં તથા તે વિષે ઉંડો વિચાર કરતાં ભૂત પિશાચના અસ્તિત્વ વિષે મોટો સંશય ઉપજે છે.

હવે માત્ર છેવટનો એકજ મુદો રહયો-તે લેખ. આનો પણ નિકાલ લાવવાને વધારે પંચાત પડે તેમ નથી. કેમકે કોઇ પ્રાચિન કીંવા અર્વાચીન ગ્રંથકારે "મેં પ્રત્યક્ષ આવો આવો ભૂતનો ચમત્કાર નિહાળ્યો" એવું લખી મુકેલુ સાંપડતું નથી. નિદાન એવો પ્રકાર બન્યો હોતતો હાલ પણ તે દૃષ્ટિગોચર થયો હોત-ગુપ્ત કદીપણ રહેત નહીં! સોસાઈટીનાં પુસ્તકો, માસિક પુસ્તકો અને વર્ત્તમાન પત્રોમાં કોઇ ખુણે ખોંચરે એવી વાત બની-તો તે જાહેરમાં આવ્યા વિના રહેજ નહીં. પણ ભૂત પિશાચ જેમ દિવસથી ડરે છે, તેમ તેને પ્રસિદ્ધીમાં લાવનારાં ઉપરનાં સાધનોથી પણ ડરી, ઇશપનીતિમાંના ઊંદરે જેવો ઘાટ કર્યો હતો કે કોઈએ પણ ફણી નિચે ઉતારવી નહીં, તેમ કદાચ સર્વે એ "ચેંચું" ન કરવા માટે કાઉન્સિલ ભરી ઠરાવ કર્યો હોય તો પછી કોણ જાણે! વારૂ એતો ઠીક, પણ ઉપરનાં ત્રણે પ્રમાણોપર લક્ષ આપતાં ભૂત પિશાચની હસ્તિ વિરૂદ્ધજ ફેસલો આવ્યા વિના રહેતો નથી; અર્થાત ભૂત પિશાચનું અસ્તિત્વ નથી, ભુત પિશાચ હોવાનો સંભવ નથી-માત્ર તે ભ્રાંતિ છે—વેહેમ છે, માત્ર તે ઢોંગ છે—ફિતુર છે, માત્ર તે લુચ્ચા સ્વાર્થી લોકોના કાવાદાવા છે-છેતરપિંડી છે! આપણા દેશમાં એવા વેહેમનો વધારે પ્રસાર થયો હોવાથી-હાય! અથાગ સંતાપ ઉપજ્યા વિના રહેતો નથી!!

(૫) એ પ્રમાણે ભૂત-પિશાચના અસ્તિત્વ વિષે વસ્તુદષ્ટિયે વિચાર થયો. હવે તે વિષે લોકોની જે કેટલીક ગેરસમજણ થયેલી છે અને તેઓ ભૂત-પિશાચના અસ્તિત્વ માટે જે પ્રમાણો આપેછે-તેમાં શો અર્થ છે તે તપાસીએ.

પેહેલી વાત એ કે ભૂત માત્ર અંધારામાંજ નજરે પડવાનું! સેકસપીયરના "હ્યામ્લેટ" નામના પ્રસિદ્ધ નાટકના આરંભે જે ભૂત દેખાયાના એક બે ઉત્કૃષ્ટ પ્રવેશ છે, તેમાં તે કવિએ એજ સર્વ લોકોની કલ્પના ત્યાં દર્શાવેલી છે. તે રાજપુત્રનો ભૂત થયેલો બાપ મધ્યરાત્રી થઇ ગયા બાદ ચોકી પેહેરો કરનાર સંત્રીને તથા રાજપુત્રને દેખાય અને કુકડાંનો અવાજ કર્ણપર પડતાં વાર ચોકી "હવાને હવામાંજ દેખાતો બંધ પડે!" આ કલ્પનાનો મર્મ કેવો નિકળશે વારૂ? ભૂત જો મનુષ્યને અદૃષ્ય છે અને જોઇએ તેવડું રૂપ તે ધારણ કરી શકેછે, તો અજવાળામાં આવવાને પણ તેને શા માટે સંકોચાવું જોઈએ? જે કેવળ અદૃષ્ય છે તેને અંધારૂં શું અને અજવાળું શું! તેને વળી એવો ભેદ શા માટે રહેવો જોઇએ? જે સાત તાડ જેટલો ઉંચો થઇ શકવાની શકિત ધરાવેછે, તેને વળી જરા જેટલાં માણસનાં બળની કાળજી કે દરકાર શી? ભૂત-પિશાચ વિષે લોકોની એવી કલ્પના છે કે જેની આશા પાછળ રહી ગઇ, કીંવા જે પોતાના દુષ્મનનો કિનો (વેર) જીવતાં લઇ શકયો નહીં, તે ભૂત થઇ પોતાનો મનોરથ પુરો પાડેછે! હવે આ બીજી કલ્પના જો ખરી છે, તો તે ભૂતને પોતાની આશા પુરી પાડવાને કીંવા પોતાના દુષ્મનનો કિનો લેવાને કેવી ઉત્તમ સગવડ મળેલી કહેવાય વારૂ? સ્વતઃ અદૃષ્ય, પોતામાં જોઇએ તેટલું સામર્થ્ય; જોઈએ ત્યાં જોઇએ તેવી જડપથી જવાની છુટી, જોઈએ તે કરી નાંખવાની શક્તિ, આટલી સામગ્રી પ્રાપ્ત થયા પછી તે દુશ્મનના ઘરબારના ચુરેચુરા કરી નાંખી તેનું સત્યાનાશ

વાગતાં શો વખત લાગે ! જ્યારે આમ છે ત્યારે અદ્યાપિ સુધી એવો એક પણ દાખલો બનેલો આપણે કેમ નહીં નિહાળ્યો હોય વારૂ ?-ભૂત-પિશાચને તો મેજીસ્ટ્રેટની કોર્ટનો કે હાયકોર્ટનો ભય નહી લાગતો હોય ? ! જે હોય તે હોવો !! બીજી કલ્પના એવી કે ભૂત-પિશાચ સદા ઉજડ-નિર્જન જગ્યામાં દૃષ્ટિગોચર થવાનાં ! એવી જગ્યામાં માત્ર તે ભૂત પિશાચ પોતાનો નિત્ય ક્રમ તોડી એકલા પડેલા એકાદ માણુસને કોઈવાર દિવસે પણ દેખા દેછે ! પરંતુ તે તેઓની કરણી પણ ઉપર પ્રમાણેજ વિચિત્ર હોય છે. માણસોને ડરાવવાની ભૂત-પિશાચને શી ગરજ હોય છે ? વારૂ, એતો ઠીક; પણ જયારે ઉજડ એકાંત પ્રદેશ અને અંધારૂં-એ જ્યારે ભૂત-પિશાચને વધારે પ્રિય હોય છે, અને જ્યારેએવી જગો તેઓનું હમેંશનું રેહેઠાણ હોયછે, ત્યારે રજપુત વીર પ્રતાપને અને મરાઠાવીર શિવાજીને-કે જેઓની ઘણી ખરી જીંદગી ઉજડ-નિર્જન પ્રદેશમાં, ભયાનક ડુંગરોમાં અને બિહામણાં જંગલમાં ફરવામાંજ ગુજારી છે-તેઓને કેમ કોઇ દહાડે ભૂતે બિહરાવેલા નહીં ? તેઓને કેમ ભૂતે કશી અડચણ કરી નહીં ? કેમ કશું દુઃખ દીધું નહીં ? તેઓને કેમ કશો ભૂત-પિશાચનો વળગાડ વળગ્યો નહીં? કહેવું જોઈએ કે ભૂત-પિશાચની સઘળી કલ્પના અર્થ રહિત-નિર્માલ્ય-વ્યર્થ છે.

(૬) ઉપરની હકીકત સર્વે વિચારવંત મનુષ્યના ધ્યાનમાં આવવા જોગ છે; અને તે ઉપરથી એકંદરે નજર નાંખતા ભૂત-પિશાચ વિષે ચારે તરફથી સંભળાતી વાતો

કેવળ "ટહાડા પહોરના ગપ્પાં" છે, એવોજ સિદ્ધાંત ઠર્યા વિના રહેતો નથી. આવા પ્રકારના બોલવાપર કોઈ કદાચ એવી શંકા કહાડશે કે "એમ એકદમ કેમ નિખાલસપણે બોલી શકાય? જ્યાં ત્યાં આખા જગતમાં ભૂત–પિશાચની એક સરખી વાતો સાંભળવામાં આવેછે, તે વાતો પૈકી કદાચ સેંકડે નવાણું વાતો ખોટી હોય, તો પણ ત્યાં તેની સત્યતાનો એકાએક અનાદર શી રીતે કરી શકાય? જરાપણ બળતું થયા વિના ધુંમાડો શી રીતે નિકળે? કારણ વિના કાર્ય શી રીતે નિપજે? પાણી વિના ભીંની રેતી શી રીતે નિકળે?" આવા પ્રકારનું બોલવું ગેરસમજનું નથી–કેટલાક નામાંકિત ગ્રંથકારો તથા વિદ્વાનોએ પણ આવાજ પ્રકારનો ગોળગોળ અભિપ્રાય આપી દીધેલો જોવામાં આવે છે.* પણ જરા દીર્ઘદૃષ્ટિએ નિહાળતાં–જરા ઉંડા ઉતરતાં–વિચાર

---

* ઉપર જે આડીસનના ભૂત વિષેનો નિબંધ કહ્યો–તેનું એકંદર વલણ નિરાળુંજ છતાં છેવટનો અભિપ્રાય કાંઈક વિચિત્ર સરખો છે. પણ છેવટનું લખાણ ગ્રંથકારે વ્યાજોક્તિમાં લખેલું હશે એમ લાગે છે. ડા૦ જોનસનના "રાસેલાસ" માંતો તે ગ્રંથકારની હમેશની સમજ સ્પષ્ટ લખેલી છે. જોનસન પોતાની સાથે કેટલાક માણસો લઈ એક ઘરમાં મધ્ય રાત્રીએ ભૂત સાથે વાતચિત કરવા ગયો હતો અને તે સર્વ રમત એક નવ દસ વર્ષની લબાડ છોકરી રમી હતી–એવું ભોપાળું પાછળથી ખુલ્લું થયું! આ વાત તેના ચરિત્રમાં પ્રસિદ્ધ છે આ સર્વ પ્રસિદ્ધ વૃત્તાંતનું નામ "કોક લેન ઘોસ્ટ" ('કાક નામની ગલીમાંનું ભૂત') હતું. એ માટે ચર્ચીલ નામના વિનોદી કવિએ જોનસનની ફજેતી કરેલી હતી!

કૌશલ્યનો જરા ઉપયોગ કરતાં સ્પષ્ટ જણાઈ આવશે કે અત્રે આખા જગતનો અભિપ્રાય જરા પણ ઉપયોગી થઇ પડે તેમ નથી. "પંચ ત્યાં પરમેશ્વર!" આવી કહેવતો પણ અત્રે બિલકુલ લાગુ પડી શકે તેમ નથી. એકાદ રત્નની પરીક્ષા-જેમ લોકોનો મોટો મેળો ભરી તેઓના બહુ મતથી કરવી કેવળ અપ્રયોજનક છે, તેજ પ્રમાણે જ્યાં બુદ્ધિના સૂક્ષ્મત્વનું કામ છે, ત્યાં મોટા મોટા ગ્રંથકારો અને વિદ્વાનોના તો શું, પણ આખા જગતના અભિપ્રાયો લેવામાં કશો જીવ નથી-કશો અર્થ નથી—કશો દમ નથી. પેહેલા ઉદાહરણમાં જેમ રત્ન પરીક્ષક માત્ર એક ઝવેરીનો અભિપ્રાય લાખો માણસના મત કરતાં વધારે કીમતી છે, તેજ પ્રમાણે બીજા ઉદાહરણમાં તત્વવિવેચકનો અભિપ્રાય આખા જગતના કરતાં વધારે ઉમદો છે એમ સમજવું. પૃથ્વી ફરે છે કે અચલ છે, આટલાંટિક મહાસાગરની પેલી બાજુએ ભૂમિ છે કે નહીં. આ બંન્ને વાદમાં જેમ આખી દુનિયાના મત-અભિપ્રાયો ખોટા ઠરી પોપ મહારાજની આજ્ઞા જયાંની ત્યાં રઝળતી રહી, ગ્યાલિલિયો અને કોલંબસ-એ બન્નેજ સર્વ કરતાં વધારે ડાહ્યા ઠર્યા, તેજ પ્રમાણે આજ સુધી હરેક વાતમાં થતું આવ્યું છે, થાય છે અને થશેજ. કહો જોઈએ વારૂ, જેની દૃષ્ટિ સાબુત છે, એવા એક માણસનું નિહાળવું ખરૂં, કે સો આંધળા અને પચાસની આંખે બેતાળાં-પડળ આવેલાં-એવા-બહુ લોકનું નિહાળવું ખરૂં ? એવા દૃષ્ટિ સાબુત વાળા એક માણસનો અભિપ્રાય ખરો, કે એવા આંખો વિનાના બહુ

માણસના બહુ અભિપ્રાયો ખરા? હવે આ એકજ વાત પ્રસ્તુત વાદને લાગુ પાડી જુઓ એટલે થયું! લાખો લોકો ભૂત-પિશાચ વિષે પરંપરાથી ચાલતી આવેલી વાતો કહી સંભળાવે છે; કેટલાક વળી જાતે અનુભવ્યાનું પણ કહે છે; પણ તે લુચ્ચા, ભોળા અને ગાંડા-ઘેલા કે બીજા કોઇ ? આપણે તે લુચ્ચા ભોળા અને ભ્રમિત લોકોની વાત અત્યારે એક બાજુપર મુકીએ, પણ જેઓ લુચા નથી, ભોળા નથી અને ભ્રમિત નથી—તેવા લોકો કેમ ભૂત-પિશાચ વિષે કશું પણ બોલતા નથી ? શું ત્યારે આ પરથી એમ સિદ્ધ નથી થતું કે ભૂત-પિશાચની વાત આખા જગતમાં પ્રસરી રહેલી છતાં તેમાં કશોજ અર્થ નથી? મનુષ્ય માત્રના મનનો એ ધર્મજ છે કે, આંખે જેમ નાના પ્રકારના આભાસ થાય છે, તેમ મન પણ એ આભાસ તરફ દોરાયા વિના રહેતું નથી એટલે આંખને જેમ સુર્યબિંબનું સાયંકાળે પ્રસરણ અને આરક્તતા, અરણ્યમાંનુ મૃગજલ, વગેરે અનેક આભાસ થાય છે, તે પ્રમાણે મનને પણ થાય છે. વિચારના યોગે કરીને મનુષ્યને જેમ જેમ યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થતું જાય છે, તેમ તેમ એ ભ્રમનો નાશ થતો જાય છે. પણ જ્યારે તેમાંનું કશું હોતું નથી.- થતું નથી ત્યારે ઉપરના અભાસનો મનુષ્યના મનપર પૂર્ણ અમલ ચાલુ થાયછે; જેમ બાળપણમાં માદક પદાર્થનું સેવન કરવાથી બાલ્ય, મધ્ય અને વૃદ્ધ-એ ત્રણે અવસ્થામાં માણસને જેજે ભાસ થાય છે તે સર્વ કલ્પનાના છતાં ખરેખરા ભાસે અને તેમાંથી મુક્ત થયાં છતાં પણ નિહાળેલી સર્વ વાતો સાચીજ છે, એવું

કોઇ કહેશે શું ? તો તેજ પ્રમાણે તે અજ્ઞાનપણામાં માણસની એકંદર સ્થિતિ હોયછે. ખરૂં ખોટું—શોધી કહાડવા જેટલી તે વખતે લોકોની બુદ્ધિ પુખ્ત હોતી નથી, અને તેથીજ નિબંધારંભે જે કેટલાક ભ્રમ કહી સંભળાવ્યા છે, તે સર્વ તેઓનામાં પ્રસરેલા જોવામાં આવેછે. અને તે સર્વજનસાધારણ થઈ પડવાથી મોટા મોટા પંડિત-વિદ્વાનના મનને પણ અંશતઃ લાગુ થઈ પડેલા હોય છે. માટે જે અર્થે ભૂત પિશાચ વિષે, એવીજ ભ્રાંતિમાં બુડી રહેલા લોકોનું પ્રમાણ લેવું, તે અર્થે એવા લોકોની અને તેવાં પ્રમાણોની ગમે તેવી મોટી સંખ્યા હોય, કીંવા મોટા મોટા નામાંકિત ગ્રંથ કારોનો તેવોજ અભિપ્રાય હોય તો પણ એટલેથીજ ભૂત—પિશાચની તરફેણનો મત ખરો છે—એમ કદી પણ માની શકાય નહીં.

(૭) ભૂતપિશાચ વિષે જે ઉંડો વિચાર કરશે તેનું વલણ અમારા જેવુંજ થયા વિના રહેશે નહીં—એવી અમારી ખાત્રીછે. ભૂત—પિશાચનું પ્રત્યક્ષ પ્રમાણ કોઈને પણ મળી શકનાર નથી—એ નક્કી સમજવું. જેના ખરાપણા વિષે આપણને વિશ્વાસ છે એવો માણસ પણ " મેં ભૂત નિહાળ્યું " એમ પ્રતિજ્ઞા પૂર્વક કહેનારો કદી કોઈને પણ મળનાર નથી; શિવાય એટલું પણ નહીં કરતાં પ્રકૃત વિષય વિષે જે પોતાની મેળેજ વસ્તુતઃ શોધ કરવા માંડશે, તેને પણ તેના શુષ્કપણા વિષે ખાત્રીજ થશે કે આ સર્વ અજ્ઞાન લોકોની ભ્રાંતિ છે—તેમાં કશો પણ અર્થ નથી—અર્થ હોવો મુદ્દલ સંભવતોજ નથી. ભુત—પિશાચની અસંભાવ્યતા માટે ઉપર

કેટલાંક પ્રમાણો આપેલાં છે, પણ હવે—છેલ્લે એક અધિક પ્રમાણ આપીએ છીએ. તે પ્રમાણ એ છે કે જ્યારે ભૂત-પિશાચ દેખાય છે, ત્યારે તે આપણી નજરના—જાણનાંજ કેમ દેખાય છે? સો બસો વર્ષ પહેલાંનાં એકાદ બે ભૂતો કેમ નજરે પડતાં નથી? માત્ર એકલાં માણસનાંજ ભૂત—પિશાચ કેમ થતાં હશે? દેહ તજી ગયેલો આશાગ્રસ્ત આત્મા જ્યારે ભૂત બને છે ત્યારે પશુ પક્ષી-આદી* ને માટે પણ તેવો પ્રકાર બનવો જોઇએ, કેમ પશુ પક્ષીના આત્માનો ભૂત બનેલો આપણે જાણ્યો નથી? મરણ પામેલો ઘોડો કે કુતરો કેમ ભૂત બનીને હણહણતો કે ભોંકતો આપણે સાંભળ્યો નથી? કેમ લોકો તેવા પ્રકારના ભૂત પિશાચની વાતો કહી સંભળાવતા નથી? આ ઉપરથી ખુલ્લું માલુમ પડે છે કે ભૂત—પિશાચ વગેરેના સર્વ વેહેમો—તે માત્ર માણસના મનને ભાસનારી શુષ્ક ભ્રાંતિ શિવાય બીજું કશું નથી.

---

* એ અર્થાતજ આપણા ધર્મના લોકોનુંજ મત છે. ખ્રીસ્તિ વગેરે લોકોને એ અર્થાતજ માન્ય થનાર નથી. આત્મા માત્ર માણસનેજ છે, અને બાકીના કોઈ પણ પ્રાણીને આત્મા નથી—તે તેઓના ધર્મનું એક મુખ્ય મત છે આ ઉપરથી—તેઓ પુનર્જન્મનો અભાવ અને હિંસાની નિર્દોષતા ઠરાવેછે, આ મતના ખરાખોટાપણા માટે અત્રે કાંઈ આપણે વિચાર કરવા બેઠા નથી. તો પણ એવાજ પ્રકારના એક બીજા મત વિષે અતરે બોલ્યા વિના રહેવાતું નથી. મહમદી ધર્મ પ્રમાણે સ્ત્રીઓ પણ આત્મશુન્ય છે! અમોને તો એમ લાગે છે કે 'સ્ત્રીઓમાં આત્મા નથી' એમ કહેનારા કદાચ આત્મશુન્ય હશે!!

જે વાત મનમાં ઘણી ભરાય છે, અને તે વાત જેમ સ્વપ્નામાં ક્ષણવાર પ્રત્યક્ષ દેખાય છે, કીંવા કેફ—નિશામાં જેવો પ્રકાર બને છે, તેવોજ પ્રકાર જ્યારે કલ્પના શક્તિ અમર્યાદ—ઉચ્છૃંખલ બને છે, ત્યારે બન્યા વિના રહેતો નથી. આવો પ્રકાર બાળકોમાં, સ્ત્રીઓમાં અને અજ્ઞાન મોટા માણસોમાંજ દેખાય છે તેનું કારણ પણ તેજ છે. જેની વિચારશક્તિ કલ્પના કરતાં વધારે પ્રબળ થઈ, તેને ભૂત-પિશાચ કદી પણ છેડતું નથી—ભૂત પિશાચ તેને રસ્તે કદી પણ જતું નથી ! ભૂત મોટાં શેહેરમાં ભાગ્યેજ દૃષ્ટિએ પડે છે તેનું કારણ શું ? સેંકડો સાહેબ લોકો શેહેરથી ઘણાજ દુરના બંગલામાં કે તંબુમાં હમેશાં રહે છે, પરંતુ તેઓને ભૂત-પિશાચનો વળગાડ થયેલો આપણે કદી પણ સાંભળ્યો નથી. સાહેબ લોકો જંગલ કપાવી નાખે છે, ડુંગરા ખોદાવે છે પરંતુ કદી પણ તેઓને ભૂત-પિશાચે અડચણ કરી નથી. તેઓથી તો ભૂત-પિશાચ સો જોજન દુર નાસતા ફરે છે ! સાહેબ લોકોના ઉગ્ર સ્વરૂપથી ભૂત—પિશાચો પણ થરથર કાંપતાં હશે કે શું કોણ જાણે ! ! બીજું કંઇજ નહીં પણ સર્વ પ્રકાર ભ્રાંતિનો છે—વેહેમ છે. "બિહિકણ પછાડી બ્રહ્મરાક્ષસ" આ કહેવતનો અર્થ પણ એવોજ છે કે પોચી છાતીના ભોળા અને અજ્ઞાનનેજ ભય ઉપજે છે અને ભયથી વેહે-માઇ દુખી થવાનો પ્રસંગ આવે છે. ભૂત અને બ્રહ્મરાક્ષસ એ સર્વે કલ્પનાની રમત છે. સુવિચારના યોગે જેઓએ તત્વ

શોધ કરેલો છે, તેઓને ભૂત-પિશાચાદિકની શંકા પણ મનમાં ઉદ્‌ભાવ પામતી નથી-તો પછી ભય તે શાનો? ÷

---

÷ ભૂત પિશાચ વિષે સુવિચારના યોગે નિડર અને ધૈર્યવાન બનવું એ શોધક બુદ્ધિનું સાર્થક છે; પરંતુ કેવળ ઢોંગાઈથી કીંવા પોતે દૃઢતા વિનાનો, અધદગ્ધ અને વિકરેલ મનનો છતાં હઠીલાઈ-દુરાગ્રહ ધારણ કરે તો તેની ફજેતી કે વખતે તેના જીવની હાની પણ થયા વિના રહેતી નથી. અમદાવાદ ખાતે અમે ૧૮૮૮ના ફેબરૂઆરી માસમાં આવી રહ્યા. ચૈત્ર-વૈશાખમાં કોલેરાના રોગનો ઉપદ્રવ એટલો તો વધી પડયો કે એ રોગ વિષે કાંઇ વિલક્ષણજ વાતો લોકોમાં થવા લાગી. કાઠિયાવાડમાં પણ એ વખતે કોલેરાનો રોગ જોસ્સભેર ચાલતો હોવાથી ત્યાં એ રોગ સ્મશાનમાં મંત્ર સાધના કરી આવી ભંગીયા ઝાંપડાઓ કરે છે-એવા વેહેમથી એકાદ બે ગામના લોકોએ તેઓને મારી નાખેલા સાંભળ્યા હતા! અમદાવાદમાં પણ એવા પ્રકારની વાતો થતી હતી. આજ અરસામાં અમારા સાંભળવામાં આવ્યું કે એક યુવાન મંડળમાં ભૂતની સાધનાથી કોલેરાના રોગનો ઉપદ્રવ થાય છે, એવા લોકોના વેહેમ વિષે વાત નિકળી. વાદી અને પ્રતિવાદી, પ્રતિપાદનકર્ત્તા અને ખંડનકર્ત્તા એવા બે મંડળમાં બે પક્ષ પડયા. ખંડનકર્તામાંથી એક તરૂણે મુછ મરડી જણાવ્યું કે "ભૂત બુતની વાત જુઠી છે; ચાલો હું સ્મશાનમાં મધ્ય રાત્રીએ જઇ તમે કહો તે કરી આવું; બોલો શું આપશો?" બંને પક્ષવાળાઓ દસ રૂપિયાની સરત બકયા; તે એવી સરતે કે સ્મશાનમાં જઇ પેલા તરૂણે લોઢાનો ખીલો ઠોકી આવવો. આ ઉપરથી તેજ દહાડે એ યુવાન મંડળ રાત્રીના સાડાબાર વાગે સ્મશાનમાં ગયું, મિત્ર મંડળ

લોક ભ્રમના જે અનેક પ્રકારો છે તે પૈકી ભૂત પિશાચના એક પ્રકારનું વિવેચન થયું. હવે શુકન—વિષે બોલવાનો ઇરાદો છે તથાપિ પ્રથમ કહેવું જોઇએ કે આવા

---

ઘણેજ વેગળે ઉભું રહ્યું અને પેલો દાંગો તરૂણ સ્મશાનમાં જઇ અંધારે અંધારે હાથમાંનો ખીલો પથરવતી જમીનમાં ઠોકવા માંડયો. તેણે તુરતજ બુમ મારી પોતાના સોબતીઓને જણાવ્યું કે,—" જુઓ અહીંયાં ખીલો ઠોકું છું." આ બડાઇના બોલો તેના સોબતીઓએ સાંભળ્યાને વધારે વખત ગયો નહીં એટલામાં તો વળી "મુઓ રે, ખાધો રે, ધાજો!" એવું પોકારણ સાંભળવામાં આવ્યું! સોબતીઓ ભયચકિત બન્યા! થોડી વારે તેઓ સઘળા તથા કેટલાક બીજા માણસો દીવો લઈ પેલા તરૂણ પાસે ગયા. ત્યાં જઇ જુએ છે તો રાજેશ્રી બેભાન પડયા હતા! તેમને ઉભા કરતાં તેમના હાંજાં ગગડી જવાનું કારણ જણાયું. અંધારે ઉતાવળે ઉતાવળે વાંકા વળી ખીલો ઠોકતાં તે ખીલો પોતાના ધોતીયાના છેડાપરજ ઠોકાયો. ખીલો ઠોકી જેવું ચાલવાનું કરે છે તેવુંજ ધોતીયું ખેંચાવાથી તેમણે જાણ્યું કે મને ભૂતે પકડી લીધો છે અને દેહસતના માર્યા બેશુદ્ધ થઇ ભોંયપર પછડાઈ પડયા! કહેવાની મતલબ કે " કાગનું બેસવું અને તાડનું પડવું" એવો ઘાટ જ્યારે કોઇ નાહિમત—બિહીકણ અક્કલશુન્ય માણસના સંબંધમાં બને છે ત્યારે તેને ભૂત—પિશાચનું અસ્તિત્વ નહીં છતાં "તે છે-હું મારા અનુભવની વાત કહું છું—મને ભૂતે પકડયો હતો" એમ બોલવાનો અવસર મળ્યા વિના રહેતો નથી. સારૂં થયું કે આ જક્કી-પણ છાતીનો પોચો માણસ જીવતો રહયો, નહિતો તેના ક્યારનાએ રામ રમિ ગયા હતો અને જગ

પ્રકારના વિષયપર લોકોના મન નિર્ભ્રાંત કરવાની બહુજ જરૂર છે. હવે જો કે આ ઉપરથી જુના વિચારના લોકોના મનમાં એવી કલ્પના ઉદ્દભવવાનો સંભવછે કે "આવા વિષયપર ખુલ્લી રીતે વિચારો પ્રકટ કરવાથી લોકોની ધર્મપરની શ્રદ્ધા ઓછી થઇ નાસ્તિકપણાની અધિકાધિક વૃદ્ધિ થયા વિના રહેશે નહીં." પણ એ કેવળ ભ્રાંતિ છે. લોકભ્રમ અને ધર્મને કશો પણ સંબંધ નથી. ઉલટો લોકભ્રમને ધર્મ સાથે વિરોધજછે—એમ કહીએ તોપણ ચાલે. ધર્મમાં શુદ્ધતા છે, ભ્રમ અશુદ્ધ છે. વિચારના યોગે માણ

---

માં કહેણુ રહી જાત કે "સ્મશાનમાં જઈ ખીલ્લો ઠોકતાં ભૂતે તેનો જીવ લીધો!"

આવાજ પ્રકારનો એક બીજો દાખલો થોડા વખત પર વઢવાણમાં બન્યો હતો. વઢવાણના સ્મશાનમાં ત્યાંના કેટલાક રહીશો ભૈરવની સાધના કરવા માટે ગયા હતા. સાધન નો અખાડો જમાવે છે તેવામાં ત્યાંના દરબાર શ્રીનો એક કદાવર શરીરનો બટલર ત્યાં આવી ચઢયો. તેના હાથમાં મોટી–લાંબી ડાંગ હતી. તેણે મોટે અવાજે ડોળા ધુરકાવી હાથ પગ ત્રફડાવી સાધના કરનારાઓ પૈકી એકના સન્મુખ ઉભા રહી કહ્યું કે "હું ભૈરવ છું, તારા બોલાવવાથી આવ્યો છું! ચલ જલદી કર, મને મારૂં બળીદાન આપ!" સાધના કરનારો ઘણોજ ભયચકિત બન્યો. અને તેના બીજા સાથીઓએ નહાસવા માંડયું. છેલે સઘળાવિખરાઈ ગયા અને તે માટે એમ પણ કહેવામાં આવેછે કે જે સાધના કરનારાની સન્મુખ પેલો બટલર ઉભો રહયો હતો તે માણુસ હજી પણ માંદો રહયા કરેછે અને ભૈરવના કોપથી તે દિવસો દિવસ ગળતો જાય છે!!!

સને જેમ જેમ અધિકાધિક જ્ઞાન પ્રાપ્ત થાય છે, તેમ તેમ તે ધર્મમાં ઉંડો ઉતરતો જાય છે—તે વધારે ને વધારે ધર્મ સંચય કરતો જાય છે, પણ ભ્રમ સંબંધે એથી ઉલટો જ પ્રકાર છેઃ—વિચારના યોગે માણસને જેમ જેમ અધિકાધિક જ્ઞાન પ્રાપ્ત થાય છે તેમ તેમ તેના ભ્રમનો નાશ થયા વિના રહેતો નથી.

---

## ભાગ ૨ જો, શુકન.

( ૧ ) શુકન-(૨) એ ભ્રમનો પ્રચાર-(૩) નિરનિરાળા પ્રકાર-પરદેશના (૪) સ્વદેશના-(૫) શુકનનું ખરાપણું-(૬) શંકાપર ઉત્તર-(૭) ભ્રમથી થતી હાનિ-(૮) પરધર્મી લોકોનું અપશુકન-(૯) આપણા દેશમાંનો પ્રકાર-(૧૦) શુકનપર વિદ્વાનોનો વિશ્વાસ-(૧૧) શંકા નિવારણ-સારાંશ.)

---

**ग्रहाणां चरितं स्वप्नोऽ निमित्तोत्पादकं तथा।**
**फलंति काकतालीयं तेभ्यः प्राज्ञा नाविभ्यति॥***

( ૧ ) લોકભ્રમના પેહેલા પ્રકારનો વિચાર પેહેલા ભાગમાં થઈ ગયોછે અને હવે બીજા ભાગનો વિચાર કરીએ. આ બીજો ભાગ તે-શુકન છે.

---

* "ગ્રહનો યોગ, સ્વપ્ન અને અપશુકન-એનું ફળ કેવળ કાકતાલીય ન્યાયથીજ જોવામાં આવે છે! એટલા માટે સુજ્ઞ માણસો તેનો ભય રાખતા નથી.

( ૨ ) આ ભ્રમનો પ્રકાર પણ ભૂત—પિશાચની પેઠેજ સાર્વત્રિક છે. હરકોઈ દેશમાં શુકનના નિર નિરાળા પ્રકારો જોવામાં આવે છે. યુરોપમાંના પ્રાચિન જ્ઞાન સંપન્ન દેશના જે ગ્રીક અને રોમન લોકો–તેઓના ઇતિહાસમાં પણ શુકનનો પ્રકાર ઘણોજ જોવામાં આવે છે; હજી સુધી પણ ત્યાંના અણસમજુ લોકોમાં ભૂતપિશાચ, ગ્રહના શુભાશુભ યોગ, જાદુ વગેરે પર જેવો વિશ્વાસ છે, તેવોજ શુકન પર પણ બહુધા હશેજ. પ્રથમ એ સર્વ પ્રકાર અનુક્રમે કહી સંભળાવી તેમાં રહસ્ય હોવાનો સંભવ કેટલો છે તે વિષે આપણે વિચાર કરીએ.

( ૩ ) શુકન એટલે ભવિષ્યમાં થનારી શુભાશુભ વાતનું સુચક. આ ઉપરથીજ શુકન અર્થાતજ બે પ્રકારનાં થયાં. એક શુભ અને બીજું અશુભ. આ બન્ને માટે નિશ્ચિત પ્રમાણ કાંઈજ નહી હોવાથી એમ જરૂર થવુંજ જોઈએ કે, જેને એક દેશના લોકો શુભ માનતા હોય, તેજ શુકનને બીજા દેશના લોકો અશુભ પણ માને ! અશુભ ઉપરથી શુભ અને શુભ ઉપરથી અશુભ-પ્રત્યેક દેશમાં નિર નિરાળી રીતે મનાતું પ્રસંગોપાત આપણા જાણવામાં આવે છેજ. શુકન પુષ્કળ વાતપરથી માનવામાં આવે છે. પક્ષીના શબ્દો અને ગતિ ઉપરથી, કોઇ પણ પ્રકારના અવાજ ઉપરથી, બાળકના સહજ બોલવા ઉપરથી, નેત્રાદિ સ્ફુરણ પામવા ઉપરથી, શુકન માનવામાં આવે છે. વળી બિલાડી, હોલો, કાગડો ઘુવડ,* ચીબડી; ચામાચીડીયા, શિયાળ, સર્પ ઈત્યાદિ પ્રાણીઓ

* આ પક્ષીનું સંસ્કૃત નામ "કૌશિક" એવું ઘણું

પણ શુભાશુભ સૂચક માનવામાં આવેછે. ગ્રહના યોગનેતો સર્વ દેશમાં શુભાશુભ માનેલાં છતાં આપણા દેશમાં તેના વિના જરા પણ ચાલી શકાતું નથી. કોઈપણ કાર્ય કરીશકાતું નથી. રસોડા માં ચુલો નાંખવાથી તે મોટા સમારંભમાં જવા પર્યંત ગ્રહનું આનુકુલ્ય આગળથી કરી લેવું જોઇએ છીએ. આ પ્રકાર ગ્રીક અને રોમન લોકમાં પણ ઘણોજ હતો. તેઓ ના ઈતિહાસમાં એવાં ઘણાં ઉદાહરણો જોવામાં આ વે છે. એકવાર રોમ શેહેરમાં યજ્ઞ થતો હતો તે વખતે

---

જ પવિત્ર છે. પરંતુ આપણી ગુજરાતી ભાષામાં તો તે પક્ષી નું નામ લેવાને પણ લોકો ભય પામ્યા વિના રહેતા નથી! ઘુવડના શબ્દને લોકો અપશુકન માને છે અને તેના વિષે એમ પણ બોલાય છે કે જો તેને ધુળનું ઢેફું કીંવા ભુખ રો પથર માર્યો હોય તો તે તેને પાણીમાં નાંખી ગાળેછે. ઢેફું કીંવા પથર જેમ જેમ ગળતાં જાય છે, તેમ તેમ મા ણુસ પણ ગળીને અંતે મરણ પામે છે! આ ઘુવડ પ- ક્ષીને માત્ર આખી પૃથ્વીમાં એકજ જગોએ ઘણુંજ માન આપવામાં આવેલું છે–તે માન કાંઇ જેવું તેવું જેવે તેવે સ્થળે નથી—પણ આથેન્સ શેહેરમાંજ છે! તે લોકોની વિદ્યાધિદેવી જે મિનર્વા—તેને તે પક્ષી ઘણુંજ પ્રિય હોવાથી તેના નિશાણપર તેની પ્રતિમા હોય છે. આવું જ ગહ્રિલક્ષણ માન એ ચતુર લોકોનો એ પક્ષીને આપવાનો આશય એવો જણાય છે કે, વિદ્યાના ઉપાસકોમાં અને આ મિનર્વાદેવીના અતિ વહાલા પક્ષીમાં ઘણુંજ મળતાપણું છેઃ- બન્નેની નિશાચરવૃત્તિ, બન્નેનું જગતથી અલિપ્તપણું, બન્ને ની મુદ્રા ગંભિર અને બન્નેનો વ્યવહાર પણ એકંદરે શાંત તાનોજ!

યજ્ઞમાં દેવને બળીદાન આપવાનું જે પશું તેનું કાળજું એકાએક નાશ પામ્યું. આથી તે લોકો દેવનો કોપ સમજી અત્યંત ભયભિત થયા! બીજે એક પ્રસંગે એમ થયું કે, દેવની મરઘીનું બચ્ચું ચારો ખાતું નહોતું તેથી તેના રક્ષકે ભયભિત બની સેનાપતિને જણાવ્યું કે "આ મોટા અશુભનો પ્રકાર છે, માટે આ વખતે શત્રુ સાથે લડાઈ કરશો નહીં." સેનાપતિએ તેના બોલવા તરફ જરાપણ લક્ષ નહીં આપતાં ઉલટી તેની નિર્ભત્સના કરી, અને તે દેવની મરઘીના બચાંને ઉપાડી સમુદ્રમાં નાખી દીધું, સમુદ્રમાં નાંખતાં નાખતાં તે સેનાપતિએ તે મરઘીના બચાંને કહ્યું કે "વારૂ, ચારો નહીં તો નહીં, ભલે પાણી પી!"* આ ધર્મ ભ્રષ્ટપણાથી તેને જલદીથીજ પ્રાયઃશ્ચિત ભોગવવું પડયું! કાર્થેજિનિયન લોકોએ તેનો સમુદ્રકિનારે કેવળ પરાભવ કરી નાંખ્યો, તેથી તથા ઉપરની દાંગાઈથી રોમન લોકોએ તેની પાસેથી ઓદ્ધો છીનવી લીધો. આથીનિયન અને સ્પાર્ટન લોકોમાં પણ એવા પ્રકારની ભ્રાંતિ દૃષ્ટિગોચર થા-

---

* આના જેવીજ ઉદ્ધતાઇ દુર્યોધને "વેણીસંહાર" નાટકમાં કરેલી છે મોટો વંટોળિયો આવવાથી રથનો ધ્વજ ભાગી પડયો તેથી તેનો કંચુકી "ભગ્નં, ભગ્નં!" પોકારતો એકદમ આવ્યો અને ભવિષ્યના ઘોર અનર્થનું સૂચક જે—ધ્વજપતન તે તેણે ભયભિત મુદ્રાથી અંદર આવી નિવેદન કર્યું! પણ દુર્યોજનને તે અપશુકન માટે કશું પણ નહી લાગતાં તે ઉલટો કચુંકી પર ગુસ્સે થયો. અને છેલ્લે કહ્યુ કે "અરે તેમાં તે શું છો જા દરબારગઢમાંજઇ પુરોહિતને આ હકીકત નિવેદન કર, તે શાંતિબાંતિ કરશે!" આ વિષયના આરંભે આ બડા રાજેશ્રીનુંજ વચન ટાંકેલું છે!

ય છે. પારસીઓએ પેહેલ વેહેલી જે ગ્રીસ દેશપર સ્વારી કરી તે ખાતે આથેન્સની સહાયે સ્પાર્ટન લોકો આવ્યા નહી. કારણ કે પુર્ણીમા પેહેલાં લડાઈ કરવા નિકળવું નહીં એવો તેઓનો નિયમ હતો ! તેવીજ રીતે આગળ જતાં સ્પાર્ટન અને આથીનિયન લોકોનું જે સતાવીશ વર્ષ અત્યંત ઘોર યુદ્ધ ચાલ્યું હતું, તેમાં સિસિલી બેટપર આથીનિયન લોકોએ સ્વારી કરી તેમાં પણ ઉપરનો પ્રકાર બન્યો. ત્યાંથી ગુપ્ત પણે નિકળી પાછા આવવાનો તેઓએ વિચાર કર્યો હતો, પણ એટલામાં ચંદ્ર ગ્રહણ થવાથી શુકનજ્ઞ લોકોએ તેઓને જણાવ્યું કે આ ગ્રહણ ઉપરથી એવી સૂચના જણાય છે કે આવતી પુર્ણીમા પર્યંત આપણે અહીંથી જવું નહીં. એ રીતે જવાનો વિચાર માંડી વાળાયો. પછી તેટલા અવકાશમાં શતરૂઓએ તૈયારી કરી તેઓનો કેવળ પરાભવ કરી નાંખ્યો. આ લોકોમાં શુકનજ્ઞ લોકો નિરાળાજ સુશિક્ષિત હોય છે. તેઓને પાઠશાળામાં પઢાવી શુકન શી રીતે નિહાળવું—તે શીખવવામાં આવેછે. તેઓનું એ શુકનશાસ્ત્ર* તેઓએ કેમ રચ્યું હશે અને તેના નિયમો કેવા પ્રકારના છે—તે જો આપણને જોવા મળે તો કેવી ગમ્મત પડે વારૂ ?!

---

* શુકનવિદ્યાનું અંગરેજી નામ augury છે. સંસ્કૃતમાં પક્ષીને "શકુનિ" એવો એક પર્યાય છે. અને ઉપરના અંગરેજી શબ્દની પણ એવીજ વ્યુત્પત્તિછે—'avis' '*a birb*' (પક્ષી) ! —આ ઉપરથી શુકનો જોવાનું મુખ્ય સ્થળ પક્ષી છે એમ ઠરાવેલું હશે એમ જણાય છે.

(૪) હવે આપણા લોકોમાં શુકનના નિરનિરાળા પ્રકારો છે તે તપાસીએ. પ્રથમ સર્વમાં મોટું શુકન બિલાડીનું કહેવાય છે. કોઇ કાંઇ કાર્ય નિમિત્તે બહાર જવા નિકળે અને તેવામાં જો બિલાડી આડી ઉતરે–તો જોઇ લેવી મજા–તેની મસલતનોજ અંત આવ્યા વિના રહેજ નહીં ! બિલાડીની આવા પ્રકારની ગમત ઘણા લોકોએ નિહાળી હશે. એકાદ વખત બે ચાર માણસો રસ્તે જતા હોય છે. અને તેવામાં એકાદ ઘરમાંથી બિલાડી નિકળી તે બાપડી ભયથી રસ્તો કાપી સામેના ઘર તરફ જવા માંડે છે. બાપડી બિલાડીના મનમાં પણ હોતું નથી કે મારા આડા ઉતરવાથી–મારા સહજ જવાથી એ માણસોને મારે લીધે અપશુકન થાય છે અને આશાભેર જનારા ગૃહસ્થના કાર્ય પર મારે લીધે મહાભારત વિઘ્ન આવી પડે છે ! આથી તે નિર્દોષ બિલાડી બેધડક જવા માંડે છે. પણ એટલામાં તો તે રસ્તે જનારા ગૃહસ્થો મ્હોં બગાડી છીસકારો નાંખી–તેમાંના બે આ તરફ જાય છે અને બે પેલી તરફ જાય છે અને બિલાડીપર કોપ કર્યા વિના રહેતા નથી! પોતાપર આટલો કોપ ગુજરવાનો અર્થ નહીં સમજતાં બિલાડી બાપડી ભયભિત બની જાયછે. અને અહીંથીં તહીં નાસભાગ કરવા માંડેછે! આ ધાંધલમાં ઘણું કરીને એ ગૃહસ્થોની ઇચ્છા વિરૂદ્ધજ બિલાડીનું જવું થાય છે! આવી રીતે બિલાડી ઇચ્છા વિરૂદ્ધ આડી ઉતરવાથી કાંતો તે ગૃહસ્થો વિલું મ્હોં કરી અપકુન થવાથી પાછા ફરે છે; અને કાંતો એ અપશુકનના નિવારણાર્થ કાંઇ તોડજોડ કરી પુનઃ રસ્તો પકડે છે! એજ મુજબ

વિધવાનું દર્શન, સામેથી પ્રેત આવવું, વગેરે અશુભ સૂચક ચિન્હ ગણાય છે. છીંક ખાવાને પણ આપણા લોકો અપશુકન માને છે. કાંઇ કામને માટે જતી વખતે જો કોઇ છીંકે તો તે કામનું નહીં ! ગાયકવાડીમાં કેટલીક જગોએ વિધવા પ્રમાણે વિધુર ( રંડાયલા પુરૂષ ) નું મુખાવલોકન પણ અશુભ ગણાય છે. જે વિધુર–ગતસ્ત્રીક થયો તેણે રાજવાડો તજવોજ જોઈએ! અન્યાય અને અંધાધુંધીમાં પ્રસિદ્ધ થયેલા હોલકર, સીંધીયા અને ગાકવાડી રાજ્યોમાં–આ એક મોટો–ઉચ્ચ ન્યાય છે એમ સર્વ સ્ત્રીપક્ષપાતી લોકો કબુલ કર્યા વિના રહેનાર નથી ! આવી રીતના અપશુકનના એક નહીં, પણ અનેક પ્રકારો છે.

હવે કેટલાંક શુભ શુકન વિષે બોલીએ. પ્રભાતમાં શિયાળનું મ્હોં જોવામાં આવે, ડાબી આંખ ફરકે, જમણી બાહુ સ્ફુરણ પામે, કુમારિકા સામી મળે–વગેરે પ્રકારો શુભ શુકન તરીકે માનવામાં આવે છે. તેમજ ઘરની બહાર નિકળતાંવાર સવાસણ સ્ત્રી કમરપર પાણીની ગાગર લઈ સામી મળે તો તે પણ શુભ શુકન ગણાય છે. આ શુકન ઘણુંજ ઉત્કૃષ્ટ સમજવામાં આવે છે. અને જુના વિચારના શ્રીમંત લોકોની એવી ચાલ જણાવવામાં આવે છે કે તેઓ એકાદું મોટું કાર્ય કરવા બહાર નિકળે, ત્યારે તેને દસબાર સવાસણ સ્ત્રીઓ કેડપર ગાગરો લડકાવી સામીજ મળે— એવા પ્રકારની યોજના તેઓએ અગાઉથીજ યોજી રાખેલી હોય છે! વળી આ શ્રીમંતની સ્વારી જે રસ્તેથી જવાની હોય તે રસ્તે કોઈ પણ અપશુકન કરનારૂં પ્રાણી કે

માણુસ સામું ન મળે તેવા પ્રકારનો બંદોબસ્ત તેના સીપાઈ માણસો દોડી દોડીને આગળથીજ કરી રાખે છે ! ખચીત આથી સર્વ કોઇ સમજુ માણસને હાસ્ય ઉપજ્યા વિના રહેનાર નથી. એકતો શુકન અપશુકન એ કેવળ ભ્રાંતીછે અને તેમાં વળી તે સહજ-અનાયાસે ન બનવા દેતાં અપશુકનને હાથે કરીને દૂર કરવું તથા શુભ શુકનને મારી મચરડી લાવી રાખવું-અને તેવા પરાણે લાવી રાખેલા શુકનનું શુભત્વ માનવું એ શું અમર્યાદ મુર્ખત્વ નથી ? આવા પરાણે-જોર જુલમથી લાવી રાખેલા શુકનથી હર્ષ માનવો-એ સોગઠાબાજી રમતી વખતે ગોઠવી મુકેલા પાસાપર કીંવા માંડી મુકેલાં સોગઠાપર જીત મેળવવી અને તેપર બડાઇ હાંકવા-આપ વડાઈ કરવા-ફિસીકારી કરવા, કીંવા રંગ ભૂમિપર રામ અથવા ભીમનો સોંગ લઇ રાવણનો પરાભવ કરવા માટે કીંવા જીમૂતમલ્લને રગદોળવા માટે પોતાના શૌર્ય બળની વડાઇ લેવા જોગ લજ્જાસ્પદ પ્રકાર નથી ? કહેવાનો તાત્પર્ય એટલોજ કે એક મુર્ખત્વને જગ્યા મળી કે તુરત તેના જેવા બીજા ભાઇબંધો તેની ચારે તરફ વિંટળાઇ વળ્યા વિના રહેતા નથી.

(૫) ઉપર શુકનના કેટલાક નિરનિરાળા પ્રકારો કહી સંભળાવ્યા, હવે તે પ્રકારો પર વિશ્વાસ રાખવો-તેમાં કેટલું ડહાપણ છે-તે વિષે વિચાર કરીએ. કોઇ પણ વાત ખરી માનવાને અનુભવ સિદ્ધ પ્રમાણ જોઈએ. એ પ્રમાણ પણ બીજા ભ્રમોની પેઠે શુકનને પણ મળતું નથી. ઉપર બતાવેલું બિલાડીનુંજ ઉદાહરણ લ્યો. કોઇ કામને

માટે બાહાર નિકળ્યા—તે વખતે બિલાડી આડી ઉતરી, અને તેથી ધારેલું કામ ખચીત થયું નહીં, એવું શું આજ સુધી કોઈના પણ અનુભવમાં આવ્યું હશે ? કાર્યનું સ્વરૂપ, કર્તાનું ડહાપણ અને હિંમત, સાધનનું યોગ્યાયોગ્યપણું ઇત્યાદિ પર હાથમાં લીધેલા કાર્યમાં યશ અપયશ મેળવવાનો આધાર હોયછે. તેમાં બિચારી બિલાડીના આડા ઉતરવાનો કશો પણ સંબંધ હોતો નથી. બીજા જેમ લાખો વ્યાપારો સૃષ્ટિમાં બિલાડી આડી ઉતરતી વખતે ચાલી રહેલા હોયછે, તેજ પ્રમાણે બિલાડીનું આડુ ઉતરવું એ પણ તેમાંનો એક પ્રકારનો વ્યાપાર છે. તો પછી થનાર કાર્યની અસિદ્ધિ તે બાપડી એકલી બિલાડી ઉપરજ શા માટે મુકવી જોઈએ ? દેખાવમાં પરસ્પર અસંબદ્ધ માલુમ પડનારાં લાખો કાર્યોનો જો કાંઇ અપૂર્વ સંબંધ હોય, તોજ રસ્તે જનારા માણસનું કામ ન થવાનો દોષ કેવળ ખુશીખાતર અહીંથી નહીં જનારી બિલાડીપર જેટલો આવે, તેટલોજ દોષ કરોડો બીજી બાબતો પર આવવો જોઇએ. સમજો કે, વડોદરા મુકામે કોઈ પ્રેમચંદ, કોઈ ખેમચંદને મળવ માટે અમદાવાદથી ગયો. અને ખેમચંદ મળ્યો નહીં. તો તે દોષ મનીબાઇ (બિલાડી) ઉપરજ કેમ આવવો જોઇએ? પ્રેમચંદે તે વખતે ધોળો ફેંટો બાંધેલો હતો, કીંવા ગઇ રાત્રીએ તે જમ્યો નહોતો, તો તેજ ખેમચંદ નહીં મળવાનું કારણ કેમ નહીં હોય? અથવા એ બાધ ન ગણીએ તો પણ તેજ ક્ષણે લંડન શેહેરમાં અમુક અમુક સ્થળે અમુક અમુક માણસોને અમુક અમુક થયું—તે આપ

આ શુકન-ભ્રમિત પ્રેમચંદભાઇને કેમ બાહ્ક-બાધ્ય કરનાર નહીં થઈ પડયું હોય? બિચારી બિલાડીએજ શું પાપ કર્યું? બુદ્ધિના માર્ગે લક્ષમાં નહી આવનારો એવો કાંઇ વિલક્ષણ કાર્યકારણ સંબંધ હજારો વાતમાં હોય છે, એમ જો એકવાર કહીએ, તો પછી અમુકથી અમુક કાર્ય થયું એમ બોલવાને જગ્યા કયાં રહી? નિશ્ચિત એવું કશું નહીં-સર્વજ અનિશ્ચિત એવું જ્યાં થયું ત્યાં એકજ વસ્તુપર-એકજ જાતપર-એકજ વ્યક્તિ પર નિમિત્ત મુકવાને આધાર શો? ઈશ્વરના ઘરનો તંત્ર એવો જો તરેહવાર હોય, તો પછી તેમાં મનુષ્યે અમુક અમુક નિયમો કરી મુકવા એ કેટલી મૂર્ખાઇ? અમોને ખાત્રી છે અને અમે ભાર મુકીને કહીએ છીએ કે શુકનના સંબંધમાં આવો વિચિત્ર સંબંધ જોડતાં બેસવું એ કેવળ ઘેલચ્છા છે, અને જ્યારે તેનું જુઠાણું ક્ષણેક્ષણે દેખાઇ આવે છે, ત્યારે તે પર વિશ્વાસ રાખવો એ કેવળ અપ્રયોજક નથી શું? બેશક છે.

( ૬ ) પણ આ ઉપરથી કોઇ એવી શંકા લેશે કે, આજ પર્યંત આવા પ્રકારનો વિશ્વાસ પૃથ્વી પરના સઘળા દેશના સઘળા લોકોનો હતો, અને હજી પણ કરોડો લોકોનો જેવોને તેવોજ વિશ્વાસ રહેલો જોવામાં આવે છે, તો શું તે લોકો કાંઇ પણ પ્રમાણ શિવાય વિશ્વાસ રાખતા હશે? આવા પ્રકારના બોલવાપર આગળ ઘણુંજ કહેવામાં આવેલું છે; તો પણ તે વિષે હજી પણ કહેવાનું ઘણુંજ છે. અજ્ઞાન લોકોના મ્હોંથી એવાં વાકયો હમેશાં સાંભળવામાં આવે છે. તેઓને એકાદી નવિન અને વિલક્ષણ લાગનારી

વાત કહો, કે તુરત એ વાદ મોખરે લાવી મુકયા વિના કદી પણ રહેજ નહીં! "હજારો લાખો લોકોનું એવું મત છે, અને આ ભાઇ અત્યારે શહાણા નિકળ્યા! આજ પર્યંત સોક્રા-ટીસ, ગ્યાલિલિયો, ન્યુટન, બેકન્, વૅાટ્ વગેરે જે મોટા મોટા શોધક થઇ ગયા-તેજ સર્વાંશે ડાહયા અને બાકીના અજ્ઞાન ગ્રસ્ત! આજ નિકળ્યા આ ભાઇ સાહેબ—દોઢડાહ્યા ચતુર અમોને કહેવાને! આજ સુધી થઈ ગયા તે સઘળા મુર્ખ!" આવી રીતે મનને એકવાર ગ્રહણ કરેલી વાત છોડવાને હમેશાં પંચાત પડયા વિના રહેતી નથી. એકંદર બીજા પ્રકારની પણ લોકોની એક એવી ભુલ માલમ પડે છે કે એકાદી વાતનું ખોટાપણું કીંવા ખરાપણું—તેના સ્વરૂપ ઉપરથીજ ન જોતાં તેઓ હમેશાં બહુ મત તરફથી દોડતા દેખાય છે! એટલે શરીરના સંબંધથી જેમ જયાં વધારે મંડળ હોય છે, ત્યાં જવું સુરક્ષિત, તેમ મનના સંબંધે પણ હોવું જોઇએ એમ લાગે છે, તથાપિ એ અર્થાતજ મોટી ચુક છે—એમાં કશો પણ સંશય નથી. હજારો લોકો જો એક તરફ હોય અને બીજી તરફ માત્ર એકજ માણસ તેની સામે પડેલો હોય—તો તે બાપડો કયારનોએ રગદોળાય જાય તેમાં સંશય નથી; પણ આતો શરીર સબંધની વાર્ત્તા થઇ. મનની વાર્તા કાંઇ તેવા પ્રકારની નથી. મનની વાતનું તો એથી ઉલટુંજ પરિણામ નિપજે છે. જેની પાસે મજબુત પ્રમાણો છે-એવો એક માણુસ પ્રતિપક્ષીઓની કરોડોની સંખ્યાને પણ ભારે થઇ પડયા વિના રહેતો નથી. ઠીકજછે; જુઓ કે) જેની પાસે દીવો છે, તેના તે દીવાપર અંધારાના

ડુંગરના ડુંગર લાવી મુકે પણ તે દીવો ડગમગશે શું ? હશે, પણ એવા સત્ય સ્વરૂપ જ્યોતિનું કિરણ એકંદર જગતના જ્ઞાન નેત્રમાં સુખેથી કદી પણ પ્રવેશ કરી શકતું નથી; તેને અનેક પ્રકારના અપવાદો નડવાથી પ્રથમ તો તે જ્યોતિનું કિરણ પણ ટકવું મુશ્કેલ થઈ પડે છે. અને તેથીજ સઘળા લોકો ગાડરિયા પ્રવાહની પેઠે એકજ માર્ગે વિચરે છે—"જે સઘળાનો માર્ગ તે આપણો પણ માર્ગ !" એવું સઘળાનું માનવું થાય છે. આવા પ્રકારના વલણપર એક તત્વજ્ઞ પુરૂષે કહ્યું છે કેઃ—

**गतानुगतिकोलोकोनलोकःपारमार्थिकः**

"એકે કર્યું વાસ્તે તે બીજાએ પણ કરવું—એજ પ્રકાર માણસોનો છે; પરમાર્થ એટલે તત્વ જાણનારા ઘણાજ થોડા હોય છે." તેમજ કાલિદાસે પણ કહ્યું છે કેઃ—

**संतःपरीक्ष्यान्तरम्द्‌जंतेमूढःपरप्रत्ययनेयबुद्धिः।**

"જે જ્ઞાતા છે તે બન્ને પક્ષ નિહાળી સારો લાગે તે પસંદ કરે છે; પણ મૂર્ખનો પ્રકાર વેગળો છે. તેનો અભિપ્રાય હમેશાં બીજાના આધારપર લટકી રહેલો હોય છે!"

તો એ પ્રમાણે આ જગતની રાંટી—વલણ હોય છે. એકવાર પડી ગયેલા મતનેજ સઘળા અનુસરે છે-પછી તે ખરૂં હોય કે ખોટું ! તેના સ્વરૂપ વિષે બારીક વિચાર કરવાનું કોઇના પણ મનમાં થતું નથી, અને તેમ કરવાની યોગ્યતા પણ થોડાકનીજ હોય છે. એટલાજ માટે લોક શિક્ષણનો જેટલો ફેલાવો થાય તેટલો દેશને હિતાવહજ છે—એ

મ સમજવું. શિક્ષણના યોગે લોકોની ભ્રમજાળ તુટી સત્યા સત્યનો શોધ કરવાનું સામર્થ્ય લોકોમાં આવવા લાગે છે. પણ જ્યાં શિક્ષણનો પ્રસાર થયેલો હોતો નથી ત્યાં ઉપર કહેલો ગતાનુગતિકત્વનોજ ન્યાય હોય છે. ત્યાં વળી પ્રમાણો શાં અને અનુભવ શો ! !

વારૂ, પણ શુકન વગેરેપર જેનો પુર્ણ ભરોંસો છે, તેને જો કોઇ પુછે કે "જ્યારે તું તે સર્વ ખરૂં માને છે ત્યારે તેં તેનો દાખલો ક્યારે નિહાળ્યો?" આ પ્રશ્નથી તે માણસ મુંગો બેસશે નહીં.—તે એકદમ શુકનના ખરાપણાનાં પાંચસાત ઉદાહરણો આપી દેશે! અને તે પરથી એવો પણ સિદ્ધાંત કરશે કે એ સર્વ ખરૂં છે. પણ સબુર! અમે ભાર મુકીને કહીએ છીએ કે એજ લોકોની મોટી ભુલ છે. જેટલા પોતાની એટલે શુકનની તરફેણના દાખલા બન્યા હશે તેટલાજ તે આપશે, પણ તેથી ઉલટા બનાવના દાખલા આપશે નહીં. આ વિષે બૅકને એક જગોએ ઘણીજ રમૂજી વાત લખી છે. પ્રાચિનકાળે ગ્રીસ દેશમાં અન્ય બીજા દેશની પેઠે મૂર્તી પુજાનો પ્રચાર હતો અને ત્યાંના લોકો તે વખતે પુષ્કળ દેવતા ઉપદેવતાને માનતા હતા. એકવાર એવું થયું કે માનતાની પ્રચીતી માટે વાદ થવાથી તે વાદ કરનારો પોતાના પ્રતિપક્ષીને માનતાથી થયેલી કાર્યસીદ્ધની ખાત્રી થવા સારૂ નેપ્ચ્યુનના દેવળમાં લઇ ગયો. નેપ્ચુન એ હિંદુ લોકોના વરૂણ દેવતા પ્રમાણે સમૂદ્રના દૈવત રૂપ હતો. ત્યાં તેણે તે નાસ્તિકનો દેવને ભોગ આપવાની માનતા માની; સમુદ્રમાં ડુબી-તણાઇ ગયેલો પુષ્કળ સરંજામ બતાવ્યો, અને તે છેવટે બો

લ્યો,–" જો કેટલા લોકોને આ દેવ મળ્યા તે!" તેના પ્રતિપક્ષીએ ઉત્તર આપ્યો, " કહે છે એ ખરૂં; પણ આમ નહીં થતાં જેઓના વહાણ બુડી ગયાં હશે, તેઓની નિશાની અહીંયાં ક્યાં છે? જો એ નિશાનિયો હોત તો મેં પણ તે તને બતાવી હોત!" આ ઉપરથી શુકનના ખરાપણાનાં પ્રમાણો જે લોકો કહી સંભળાવે છે તે આવાજ પ્રકારનાં " લાગે તો તીર નહીંતો ટપ્પો " તેના જેવાંજ હોય છે. કોઈ બાહાદુર કાંઈ કામને માટે નિકળ્યો, અને મ્હોં વકાશી પાછો આવ્યો, કે તુરત તેનો સઘળો દોષ રસ્તે આડે ઉતરેલી બિલાડીપરા અને એમ એક બેવાર થયું કે બેઠી તેપર શ્રદ્ધા! બસ્ બિલાડીબાઇજ ઘણી બુરી છે એવો મનનો ગ્રહ થયા વિના રહેવાનોજ નહીં!! પણ જે કામમાં હાથ નાખ્યો, તેજ કામ થવા જોગ ન હોય, કીંવા તે રાજેશ્રીમાં કાર્ય પાર પાડવા જેટલું સામર્થ્યજ ન હોય, તો પછી તેમાં તે બાપડી બિલાડીનો શો વાંક? આટ આટલું કહેતાં કારવતાં તે કશુંઉપયોગીજ નહીં–કાર્યસિદ્ધિ નહીં થવાનું મૂળ કારણ બિલાડીજ! નહીં તો તેના હાથે ફતેહ થયા વિના રહેજ શાની?! અફ્સોસ! ભ્રમ તે કાંઇ થોડો ઘણો છે?

(૭) એ પ્રમાણે આ શુદ્ધ ભ્રાંતિનોજ પ્રકાર છે; આમાં અર્થ જોવા જઈએ તો બિલકુલ સાંપડશે નહીં. હવે આ ભ્રાંતિથી ક્યા ક્યા અનર્થ ગુજરે છે તે વિષે વિચાર કરીએ. એકતો એ કેવળ ભ્રમ હોવાથી–તે મનને ચોંટવાથી મનને દુર્બળતા પ્રાપ્ત થાય છે; એટલે સદસદ્વિવે

ચનરૂપ–જે ઉત્કૃષ્ટ શક્તિ પરમેશ્વરે મનુષ્યમાં મુકેલી છે તેનો વ્યાપાર એ અજ્ઞાનજન્ય ભ્રમથી કુંઠિત–શુન્ય સરખો બને છે. શિવાય, વ્યવહારમાં તેના યોગે અનેક હાનિ થઈ છે અને થાય છે. સ્પાર્ટન અને આથીનીયન લોકોના વૃતાંતમાં તે વિષે ઉપર કહેવામાં આવેલું છે. અને આ શુકનથી માણસને કેવી ભ્રમણામાં પડવું પડે છે, કેવું ગોંધળ મચી રહે છે વગેરે બાબતો વિશેષે કરીને આપણા લોકોને કહી સંભળાવવામાં વિશેષતા નથી. શુકને આપણા લોકોમાં જે પગ પેસારો કીધો છે–શુકને આપણા લોકોપર જે મજબુત અંકુશ બેસાડેલું છે, શુકને આપણા લોકોને જેવા ભ્રમિત કરેલા છે–તેવા બીજા વહેમો ભાગ્યેજ જોવામાં આવશે! શુકન શિવાય આપણા લોકો હરેક કાર્યમાં એક ડગલું પણ ભરી શકતા નથી. કોઈપણ પ્રકારનું કામ હાથમાં લેતાં પહેલાં તિથ, વાર, નક્ષત્ર વગેરે શું કહે છે–તેના યોગ કેવા પ્રકારના છે તે અવશ્ય સમજી લીધા વિના ચાલતું નથી અને તે સમજવા જતાં જો કાંઈ આડું આવ્યું–ને કાંઈ બાધ આવ્યો તો પછી જોઈ લ્યો મઝા! ગમે તેવું તાત્કાલિક કરવા જોગ કામ હોય તોપણ તે કરવાની હિંમતજ ચાલતી નથી. કામની ફતેહના મુખ્ય પગ તે શુકન છે. ઉતાવળનું અને અગત્યનું કામ છતાં–તેમાં પણ શુકનની સલાહ પેહેલી લેવીજ જોઈએ! કાંઈ સારૂં કામ કરવાનો વિચાર કર્યો કે આવ્યો શુક્રવારો અને વિચાર પાર પડ્યો નહીં! આપણા દેશમાં સભા, મંડળીઓ, સમાજ વગેરે ઉત્પન્ન થઈ થોડીવારમાં બંધ પડે છે–તેને શુ

કેવારનો તો બાધ નહીં નડતો હો?! તેવીજ રીતે આપ-ણામાં જો કોઈ બહાદૂર એકાદું મોટું કામ કરવાને બહા ર પડયો અને તેવામાં જો આ ઘરમાંથી નિકળી બિલાડી પેલા ઘરમાં ગઇ તો સમજવું કે ફસકયું તેનું કામ—રખ ડી તેની ધારણા! કાર્યબનવા જેવું હોય તોપણ તે અપશુકનની ધાસ્તીથી તે બગડયા વિના રહેજ નહીં; કેમકે, મનમાં ધાસ્કો એવોજ પડી ગયેલો કે બિગાડી આડી ઉતરી છે—તો હવે કામ તે શાનું પાર ઉતરવા દેશે! આ જ રીતે કાંઇ કામ માટે બાહાર જવું હોય તો ત્રણ જણાએ સાથે નિકળવું નહીં, ઘર બહાર નિકળીને નવમે દહાડે પા-છું આવવું નહીં, એક ઘરમાંથી નિકળી બીજા ઘરમાં જ-વું, પરગામ જતી વખતે હરેક નાના મોટાં પ્રસંગમાં શુ-ભાશુભ યોગો અવશ્ય સાધવા, એવા પ્રકારના નાનાવિધ નિ-રર્થક વેહેમોથી વેહેમાઇને વખત, અને પૈસાનો વ્યર્થ વ્યય કરી હાથે કરીને કાર્યમાં વ્યત્યય આણવું, એ મોટામાં મો ટી મુર્ખાઇ નહીં તો બીજું શું ? એ ઘેલચ્છાથી શુષ્ક ભય મનમાં લાવી ખુવાર બનવાની નિશાની નહીં તો બીજું શું ? અફસોસ!!

(૮) ઉપરનો પ્રકાર માત્ર મુર્ખ પણાનોજ બતાવ્યો એ કરતાં પણ અધિક ઉદ્વેગકારક જે શુકનના બી જાં પરીણામો નિપજે છે તે હવે કહી સંભળાવીએ: જ્યાં સુધી શુકનનો આધાર પશુ પક્ષી આદિ ઉપરજ રાખવામાં આવે છે, ત્યાં સુધી કાંઈ બહુજ બુરી વાત બ ની એમ કહી શકાશે નહીં. ઘુવડ હોલો વગેરે પક્ષી; કિંવા

બિલાડી, ગધેડું વગેરે જનાવરોનો મનુષ્યો ગમે તેટલો ત્રાસ માને તેમાં જનાવરોનું કશું પણ અકલ્યાણ થતું નથી એટલે એથી પશુઓને જેમ કશો ઉપદ્રવ કે કશી માનહાનિ થતાં નથી. પણ જ્યારે એ નિર્દોષ પ્રાણીઓથીજ મનુષ્યનું શુભાશુભ માનવામાં આવે છે, ત્યારે મનુષ્યત્વમાં મૂર્ખાઈનો અને ઉદ્ધતાઇનો અંશછે એમ બોલ્યા વિના કેમ રેહેવાય? અરે એ તો એક બાજુએ રહ્યું, પણ મનુષ્ય જાતીમાંજ એક બીજાને વિના પ્રયોજને ભ્રષ્ટ, અપશુકન વાળો, અમંગળ માનવો એ અત્યંત લજ્જાસ્પદ વાર્તા નથી શું? ધર્મ ધર્મમાં અને દેશ દેશમાં આવા પ્રકારની ઘેલચ્છાનો પ્રકાર કેટલો બધો પ્રસરી રહ્યો છે તે કાંઈ કોઈથી પણ અજાણ્યું નથી. આ ઘેલચ્છાનો પ્રકાર કેવળ પ્રાચિનકાળથીજ ચાલતો આવેછે. પૂર્વના ગ્રીસ લોકો એકંદર પૃથ્વીપરના સઘળા દેશોને "બાર્બેરિયન્સ" એટલે જંગલી સમજતા હતા. આપણા પૂર્વજો પૃથ્વી પરના સર્વ દેશના લોકોને મ્લેચ્છ કહેતા હતા. તેમજ સાંપ્રતકાળમાં અંગ્રેજ લોકો અને તેઓના ધર્મપુત્રો—જે આપણા દેશમાં કેટલાક આવી રહેલા છે—તેઓનો અભિપ્રાય વળી એવો છે કે સઘળી સુધારણાનો સાક્ષાત સાગર તો જાણે ઈંગ્લાંડજછે!! પરંતુ એ કરતાં પણ ધર્મની ઘેલચ્છાથી જે શરીરમાં વાયરો સંચરેછે તેની તો કશી પણ સીમા રહી નથી! પ્રત્યેક માણસ પોત પોતાના મત—અભિપ્રાયે બાકીના લોકોને સર્વથા અપવિત્ર અને પાપથી ભરેલા—મહાપાતકી માનેછે! મુસલમાન લોકો અન્ય ધર્મના કોઈપણ માણસના મેલાપનું પાપ લાગેલું સમજી "બિસમિલા રહેમાન" વગેરે એકાદું કુરા-

નમાંનું વચન કહી તે પાપને ધોઇ નાંખવા માંડે છે! આપણા હિંદુઓને તો જાણે આભડછીંટ અને વટાળ માટે કેટલું કરવું પડેછેતે કાંઇ આપણાથી અંજાણ્યું નથી. મનુષ્ય માત્રનું બંધુત્વ સમજાવનારો કેવળ અને પોતાને દયાનો સાગર મનાવનારો-જે ખ્રીસ્ત્રી ધર્મ-તેના અનુયાયીઓએ પરધર્મીનો વટાળ ધોઈનાખવા માટે પોતાના શરીર પર ક્રૂસ કાઢવો પડેછે! * છેલ્લા બાજીરાવ પેશવાને વળી એવી આદત હતી કે દસ ઘડી દિવસ ચઢતાં સુધી કોઈ પણ મુસલમાનનું મ્હોડું જોવું નહીં અને તેઓનાજ બાંધવ માજી ગાયકવાડ ખંડેરાવ મહારાજ તો વળી બ્રાહ્મણનું પણ અપશુકન માનતા હતા! તેઓની સ્વારી રસ્તે જતી હોય અને બ્રાહ્મણ સામો મળેતો તેઓ મોટું અપશુકન થયેલું સમજતા હતા. આ એક ધર્મઘેલચ્છા શિવાય બીજું કશું નથી. ધર્મઘેલચ્છાથી એવા અસંખ્ય પ્રકારો ઉદ્‌ભવવા પામે છે.

( ૯ ) હવે વિશેષતઃ આપણાજ લોકોમાં શુકનના જે ચાલુ પ્રકારો છે તે પૈકી કેટલાક વિષે અત્રે લખીશું. પ્રથમ

---

* ઉપરની બાબતની અહીં સ્પષ્ટતા કરવી જોઈએ. આપણા દેશમાં જેટલા ખ્રીસ્તી લોકો જોવામાં આવે છે. તે પૈકી કોઇ પણ ઉપર કહેલા ક્રમને અનુસરતા નથી એ વાત ખરી, પણ ખ્રીસ્તિ ધર્મના મુળનું સ્વરૂપ તેઓમાં હોતું નથી પ્રાટેસ્ટંટ લોકો કાંઇ ખરા ખ્રીસ્તિ કહેવાય નહીં. ખરા ખ્રીસ્તિ તો સ્પેન દેશમાંના કિંવા રોમ શેહેરમાંના ભાવિક ક્યાથલિકજ ગણાય છે. તેઓનું આચરણ ઉપર બતાવ્યા જેવું જ છે. સર વૉલ્ટર સ્કોટના " એવ્હેનો " નામની વાર્ત્તામાં ઉપરના ક્રુસનો પ્રકાર જોવામાં આવે છે.

મોટું અપશુકન વિધવા સ્ત્રીનું મનાય છે. આ કરૂણાસ્પદ વિષય વિષે એક ક્ષણ પણ વિચાર કરતાં જેનું હૃદય અત્યંત ખેદ અને સંતાપથી વ્યાપ્ત ન બને, તેને કેવળ પાષાણ-હૃદયનો અને અધમાધમ માણસ સમજવો. મુળમાં સ્ત્રીઓનું જીવતર પરાધિન હોવાથી અને સંસાર દુઃખનો મોટો બોજો તેનાપર હમેશાં રહેવાથી તેઓની સ્થિતિ એકંદર ઘણીજ કઠિણ હોય છે; પણ તેમાં વળી વૈધવ્યના યોગે તેઓનો સઘળોજ આધાર જ્યારે એકદમ તુટે છે ત્યારે તેઓની વિપત્તિની સીમાજ રહેતી નથી. આપણા દેશમાં વિધવા સ્ત્રિઓની જે સ્થિતિ જોવામાં આવે છે, તેવી દુખાસ્પદ સ્થિતિ બીજી ભાગ્યેજ હશે! અન્ય માણસોને દુઃખદાયક સ્થિતિ જો પ્રાપ્ત થાય છે તો તે લાગલાંજ સર્વની દયા અને મૈત્રીને પાત્ર બને છે પણ તેજ સ્થિતિ જો વિધવા સ્ત્રીને પ્રાપ્ત થાય તો તે બિચારીના સંબંધમાંતો " દુખપર ડામ!" જેવો પ્રકાર બન્યા વિના રહેતો નથી. વૈધવ્ય દુઃખની વેદના સહન નહીં થઇ શકવાથી જે વિધવા સ્ત્રીએ—પછી પોતાનો સ્વામિ ગમે તેવો હોય તો પણ પાતિપ્રત્ય ધર્મથી જાગૃત રહી શરીરપર રોમાંચ ખડા થાય એવી રીતીયે તેની ચિત્તાપર પોતાના પ્રાણની આહુતી આપી બળી મરવું, કિંવા તેમ ન બની શક્યું, તો વાહાલા પ્રાણપતિને માટે—પ્રાણપતિના વિજોગ દુઃખ માટે તિર્થ—તપ કરી ઈશ્વરભજન કરી, પુન્ય દાન કરી પુરી આયુષ ગુજારવી—એવી પુજ્ય સ્ત્રી—પછી દૈવ સંજોગથી તે દુર્ભાગ્યણી બની તો શું તેનું અપશુકન માનવું? વિધવાં સ્ત્રીનાં મહાદુઃખ માટે કોને

દયા નહીં ઉપજે? અરે દયા ઉપજવાની ક્યાં વાત કરવી? ઉલટા આપણા લોકો તે બાપડીનો પ્રારબ્ધ દશાનું ફળ માની વધારે છળ કરે છે! અફસોસ, અફસોસ!! આ પ્રકાર આપણા દેશને અને આપણા દેશી બાંધવોને અત્યંત લાંછનરૂપ છે—તેમાં લેશમાત્ર સંશય નથી. આ વિષે જેટલું લખીએ તેટલું થોડુંજ છે. પ્રસ્તુત સ્થળે એ-ટલુંજ કહેવું બસ થશે કે જે અપશુકનના પ્રકાર સંબંધે હાલ અમે લખીએ છીએ તે સર્વથા વ્યર્થ છે. અપશુકન માનવામાં–અપશુકનથી ભય પામવામાં કશો પણ અર્થ ન-થી–એ માત્ર કેવળ ભ્રમ છે; વળી અપશુકન માનવું એ વિપદગ્રસ્ત માનવ પ્રાણીનો ઉપમર્દ કરવા જેવું છે. કેવળ દૈવયોગે કિંવા એની મેળે પ્રાપ્ત થનારી સ્થિતિ ઉપરથી મનુષ્યને મંગળ કીંવા અમંગળ માનવું એ કેટલો બધો અન્યાય છે વારૂ? સ્ત્રીનું વૈધવ્ય–એ જ્યારે તેના અશુભત્વનું કારણ છે–એ જ્યારે તેણીને તેના પતિના મૃત્યુથી અશુભત્વ પાપ્ત થયેલું માનવામાં આવે છે, ત્યારે ભાઈ, બાપ, બેહેન, મા વગેરે કોઇ મૃત્યુ પામવાથી તેના તમામ સંબંધીનું પણ શા માટે મ્હોં જોવું જોઇએ? તેઓને પણ અપશુકન ક-રનારા કેમ નહીં માનવાં? સ્ત્રી પુરૂષને પરસ્પર જેટલો પ્યાર હોય છે તેટલો પછી જુદારૂપે પણ ભાઈ બેહેન, પિતા પુત્ર, મા, દીકરી વગેરેમાં શું નથી હોતો? જો વિધવા સ્ત્રીએ જાતેજ પોતાના ધણીને મારી નાંખ્યો હોય, અને તેથી તે વિધવા સ્ત્રીનું અપશુકન ગણવામાં આવતું હોય તો તે પ્રમાણ છે; પણ દૈવયોગે તેના પતિનું મૃત્યુ નિપ

જયું હોયતો તેમાં તેનો અપરાધ શો? અરેરે ઉલટી તે બાપડી હલાહલ દુઃખથી મરણોન્મુખ બની રહેલી હોય છે. અમોને ખાત્રી છે કે કોઈપણ વિચારવંત માણસ વિધવા સ્ત્રીના અપશુકન માનવાના પ્રકારને મૂર્ખાઇ રૂપ માન્યા વિના રહેનાર નથી. જે અત્યંત સદાચરણથી પોતાની આયુષ્ય ક્રમણ કરેછે, જે અત્યંત સદાચારથી પોતાના કુળને તો શું, પણ સઘળી મનુષ્ય જાતિને દીપાવેછે–(કારણ મનુષ્યનું અંતઃકરણ સ્વભાવતઃજ કેટલું અસ્થિર અને દુષ્ટ હોય છે એ કાંઇ અંજાણ્યું નથી–) તેજ સાધ્વીનું દર્શન–અરે પોતાની સ્ત્રી ગુજરી ગયાને પુરતા તેર દિવસ પણ થવા નહીં દેતાં જે નિર્લજ અને વિષયાંધ પુરૂષ પુનઃ પરણવાના હેતુથી વરરાજા બને છે-તેવા પુરૂષે અપશુકન ગણવું–તે કેવો ઉલટો, ન્યાય ?! ! અને જ્યારે એવી નિષ્પાપ સાધવી સ્ત્રીનું દર્શન શુભ નથી, તો આખા કપાળમાં જેણે કંકુની–પીળ કરેલી છે એવી એકાદી નગરભવાનીનું અથવા ઉભયકુળને અને વિશેષે કરીને મનુષ્ય જાતીને જેણે–સ્ત્રી જાતિનું જે મુખ્ય ભુષણ લજ્જા–ને તજી દઈ કલંકિત્ કરેલાં છે–ભમરા જેવો મેશનો ચાંલ્લો ચોંટાડેલો છે–તે બજારમાં બેસનારી નિચ વેસ્યાના કેવળ બાહ્ય વેષ ઉપરથી અત્યંત શુભ દર્શન થયું શું ? સુવિચારથી જે દેખીતો સુમાર્ગ જણાય છે, તે તજી દઈ ગાડરીઆ પ્રવાહની પેઠે હેકડપણું ધારણ કરવું–એ શું મનુષ્યત્વને દુષણ રૂપ નથી ? સુવિચારથી દીસનારો માર્ગ અને જગતના હેકડપણાનો માર્ગ–એ બંનેમાં મોટું આસ્માન જમીનનું અંતરછે. એજ

પ્રમાણે બીજાં અપશુકનો પણ ભ્રાંતિવાળાંજ સમજવાં-ઘર માંથી બહાર નિકળતાંવાર જો બોડો બ્રાહ્મણ સામો મળે તો બહાર જવાનો વિચાર લાગલોજ માંડીવળાયો સમજવો! પ છી એજ બ્રાહ્મણ સત્પાત્ર, સુશીલ અને સજ્જન હોય તો પણ શું થયુ? પરંતુ જો તેનીજ જગોએ કોઇ શંખભાર થી ખભે શાલજોડો નાંખી બણીઠણીને સામો મળે તો તે શુકન ઉત્તમ!! કાંઈ વાંઝીયો પુરૂષ કીંવા વાંઝણી સ્ત્રી સામી મળે તો તેનાં પણ અપશુકન માનવામાં આવે છે. વાંઝીયું થવું ન થ- વું એ કાંઈમનુષ્યના હાથમાં હોતું નથી-પણ ફોકટના મનુષ્યો જ્યારેપોતાના મનુષ્ય બાંધવોનોજ તિરસ્કાર કરેછે,જ્યારે પોતાના મનુષ્ય બાંધવોનુંજ દીલ દુભાવેછે ત્યારે તે તિરસ્કાર કરનાર- તે દીલ દુભાવનારની જો તેવાજ પ્રકારની હાલત થાય તો તે વખતે શું તેને બિલકુલ માઠું નહીં લાગશે? પણ અફસોસ, કહેવત છે કે " પોતાનાં અપલક્ષણ અને પારકાની અછત માણસ માત્રને જણાતાં નથી"-તે અક્ષરે અક્ષર ખરૂં છે!!!

એક વળી ઘણુાજ વિલક્ષણ પ્રકાર વિષે અત્રે અમારા થી બોલ્યા વિના રહી શકાતું નથી. એકાદું બાળક જન્મ તાં વાર, જો કાંઇ સંજોગથી તે બાળકનાં મા બાપ કે ભાઈ ભાંડુ પૈકી કોઇ મરણ પામ્યું તો તે મૃત્યુનો દોષ તે નિ ર્દોષ બાળકપર મુકવામાં આવે છે! એકાદા શત્રુ કરતાં પણ વધારે કેર તે બાપઘ્નપર ગુજારવામાં આવે છે. તે અજ્ઞાન છતાં તેને મ્હેણાંટોણાં મારવામાં આવે છે! અરેરે આ પ્ર- કાર કેવો નિચ અને નિંદ્ય છે! "દીકરા કયાંછે, દીકરા દેવને પણ

દુર્લભ છે !" આમ છતાં સંતતિ ઉપર પણ અપશુકન કર્યાનો આરોપ! આતે કેવા પ્રકારની ઘેલચ્છા ગણાય? બાળકના કરતાં પણ વહુ પ્રત્યે ગુજરતો પ્રકારતો વળી વધારે ભયંકર છે! વહુ ઘરમાં આવી અને જો સાસુ, સસરો, નણંદ, દેરાણી જેઠાણી વગેરે ઘરનાં માણસો કેટલાંક વર્ષ આરોગ્ય રહ્યાં તો ઠીકઃ નહીંતર વચમાંજ જો કાંઈ વિપરીત થયું તો તે બાપડી વહુનું નસીબજ ફુટી ગયું—એમ સમજવું ! ધણી દુર્વ્યસનથી, દુરાચારથી, કાંઇ ભયંકર રોગથી કે પછી દૈવી કોપથી મરણ પામ્યો, કીંવા સાસુ સસરો કે ઘરનું બીજું કોઈ માણસ પોતાના મૂર્ખપણાથી કે આકસ્મિક રોગથી મૃત્યુ પામ્યું, તો તે સર્વે વધુબાઇનું પ્રારબ્ધનુંજ ફળ ! " વહુ ભારે પગની હોવાથીજ સત્યાનાશ વળ્યું !" એવા ઉદગારો ઘડી એ ને પ્હોરે નિકળવાનાજ !!

(૧૦) અહીં સુધી પ્રસ્તુત વિષયનો ઘણોજ વિસ્તાર થયો. શુકનની ઘેલચ્છા કેવળ આપણા લોકોમાંજ છે-એમ નથી, પણ યુરોપમાંના લોકો પૈકી થોડાં વર્ષ પર થઇ ગયેલા વિદ્વાનોમાં પણ હતી તે બાબતમાં હવે અત્રે કેટલાક દાખલા આપીએ. લોર્ડબાયરન્ સુમારે પચાસ વર્ષ પેહેલાં ઈગ્લાંડમાં એક મોટો નામાંકિત કવિ થઇ ગયોછે. તેનાપર એક દહાડો ઇગ્લાંડમાં બિડેલો પત્ર આવેલો હોવાથી–ને ફોડતાં પેહેલાં "આ પત્રમાં કાંઈપણ ખરાબ વાત આવેલી છે" એમ કહી તેણે પત્ર વાંચી જોયો:– તો તે અટકળ ખરી પડી ! તે પ્રસંગે તેણે એવો લેખ લખ્યો:—" કાલ રાત્રીજ મને કાંઈ ચમત્કારિક સરખું લાગતું હતું કે કોઇ મારા પરિચયમાંનો

માણુસ મરણ પામ્યો, અને અત્યારે જોઉં છું તો તે વાત ખરી પડી ! આવો પ્રત્યક્ષ અનુભવ મળ્યા પછી શુકન પર કેમ વિશ્વાસ નહીં રાખવો ? ” (સરવોલ્ટર) સ્કોટનો દિવ્ય દૃષ્ટિપર * વિશ્વાસ હતો; રોસો (ફ્રેંચકવિ) વૃક્ષાના હુંઠા પર હમેશાં નિહાળતો હતો કે મૃત્યું થયા બાદ હું અક્ષાય નરકમાં પડીશ કે સ્વર્ગમાં ?; ગેટી (જર્મન કવિ) ચપ્પુપર મ્હોંની વરાળ નાંખી શુકન જોતો હતો કે ધારેલો ઇરાદો પાર પડશે કે નહી ? ! આ કવિએજ બીજે એક સ્થળે લખ્યું છે કે; “ મારા જન્મ દિવસથી તે આજ સૂધી પુષ્કળ વિલક્ષણ બનાવો બન્યા છે. એજ મુજબ નેપોલિયનના સંબંધમાં પણ બન્યું છે અને મેરી આંટોઇનેટ (ફ્રાંન્સની રાણી) ના સંબંધમાંનો એક ઘણોજ ચમાત્કારિક પ્રકાર ગુજર્યો હતો. મારા લગ્નના અવસરે ‡અકસ્માત રીતે મારા મનમાં એમ આવ્યું કે, હું મારી મરણ ચીઠી (વીલ-વસીયતનામું) ઉપર સહી કરૂંછું. આ વખતે જો મને નાસી જવાનો લાગ મળ્યો હોત તો હું તેમ કર્યા વિના કદી પણ રહેત નહીં. મનઃપ્રેરણાના શુકનપર મને પકો ભરોંસો છે. સૉક્રેટીસનો ગુપ્ત યક્ષ હતો અને તે સા

---

* દિવ્યદૃષ્ટિ એટલે ભવિષ્યમાં થનાર બનાવનું જ્ઞાન આગળથી પ્રાપ્ત થાય તે. એવી શક્તિ કોઇ કોઈ માણસમાં હોય છે, એવું સ્કોટલાંડના લોકો પૈકી કેટલાકો માને છે.

‡ બાયરન કવિ પોતાની બાઇડી સાથે ટંટો કરી તથા તેની સાથે ધટસ્ફોટ-છેડાછુટકો કરી દેશાવરમાં જતો રહયો એ વાતપર તેનું લક્ષ હતું. આ વખતે તે બહાર નિકળ્યો તે નિકળ્યોજ ! ફરીને દેશમાં આવ્યોજ નહીં.

ફ્રેટીસની આજ્ઞાનુસાર કાર્ય બજાવતો હતો તે બિલકુલ ખોટું નથી. મંક્ લ્યુપ્રસ્‌ને પણ કોઈ દેવ અનુકૂળ હતો અને નેપોલિયનને પુષ્કળ દેવો વારંવાર સૂચના કરતા હતા!" આપણા લોકો જેમ ઘાતવાર માને છે, તેવોજ ઉપરના કવિનો પ્રકાર હતો. તે શુક્રવારે કોઇને પણ મળવા જતો નહોતો! આવી રીતનાં બીજાં પુષ્કળ ઉદાહરણો આપી શકાય તેમ છે. આવી રીતની બીજી પુષ્કળ ચમત્કારિક વાતો કહી શકાય તેમ છે. એજ બાયરન્ કવિ જે વખતે ગ્રીસ દેશમાં મરણ પામ્યો, તે વખતે એક મોટું ભયંકર વાવાઝોડું થયેલું હતું; અને તેજ પ્રકાર નેપોલિયન અને ક્રોમવેલ્‌ના મરણ સમયે બન્યો! જુલિયસ્ સીઝર જે દહાડે મરણ પામ્યો, તેની આગલી રાત્રીએ વિલક્ષણ ઉત્પાત ચારે તરફ થયેલો પ્લુટાર્કે તેના ચરિત્રમાં લખી રાખ્યો છે. તેનું કવિતારૂપ રોનકદાર વર્ણન સેકસપિયરના પ્રસિદ્ધ નાટકમાં છે. તેમાં સીઝરની સ્ત્રીને કેવું સ્વપ્નું આવ્યું, તેણીને તેનો કેવો-કેટલો ભય ઉપજ્યો,* અને તેને મારી નાખવા ટાંપી રહેલા લોકો પૈકી એકે તેનો લાક્ષણીક અર્થ સીઝરને કેવા ચાતુર્યથી કહી સંભળાવ્યો, એ સર્વ હકીકત એ નાટકમાં આપણા વાચકો પૈકી ઘણા જનોએ વાંચી હશે. આવા પ્રકારનાં ઉદાહરણો આપણા ઇતિહાસમાંથી

---

* આવોજ પ્રસંગ "વેણીસંહાર" નાટકમાં છે. ભાનુમતિને એક અત્યંત અશુભ સ્વપ્ન આવવાથી-તે તેણીએ પોતાના સ્વામિને કહી સંભળાવ્યું છે. નિબઆરંભનું પદ્ય-તે દુર્યોધનનીજ ઉપરના પ્રસંગની ઉક્તિ છે.

સાંપડતાં નથી, તોપણ ટીપુ સુલતાનનું એક ઉદાહરણ જા ણવા જોગ છે. શ્રીરંગપટણ લીધાબાદ ટીપુના જે કાગળ પત્રો સાંપડયા-તેમાં તેનાં સ્વપ્નાંઓ અને એ સ્વપ્નાંઓ ના અર્થ કરેલા-એવો એક લેખ હાથમાં આવ્યો હતો. તેમાંનું એક સ્વપ્ન ઘણુંજ ચમત્કારિક છે. મરાઠાઓનું લ શ્કર પોતાપર ચાલ્યું આવે છે, એવું તેને માલમ છતાં તેને એકવાર એવું સ્વપ્નું આવ્યું કે, એક તરૂણ માણસ પો તાની પાસે આવી પોતાની સાથે કાંઈ બોલવા લાગ્યો. બો લતાં બોલતાં તે પુરૂષ ટળીને એકાએક સ્ત્રી બની ગયો! આ સ્વપ્નનો સુલતાન સાહેબે એવો અર્થ કરેલો છે કે, મ રાઠાઓ પ્રથમ લડાઇમાં મહા શુરવીર પુરૂષ સરખા જણા શે, પણ પાછળની લડાઇમાં બાઇડી જેવા નામર્દા બની પરા જય પામશે! આવીજ રીતે પાછળ જેમ ભૂતપર વિશ્વાસ રા ખનારા વિદ્વાનોનાં ઉદાહરણો આપેલાં છે, તેમ આ ઉદાહર ણો જાતે સુશિક્ષિત અને ડાહ્યાડમરા છતાં શુકનપર વિશ્વા સ રાખનાર વિદ્વાનોનાં છે. વિદ્વાન હોય તે ન ભરમાય, એ મ સમજવું નહીં.

(૧૧) ઉપરનાં ઉદાહરણોથી કેટલાકોને કદાચ એમ લા ગશે કે નિબંધમાં જે અમે પ્રતિપાદન કર્યું-તેનું ખંડન તો એ ઉદાહરણોથીજ થાય છે. પણ એમ બિલકુલ નથી. પ્ર સ્તુત નિબંધના અગ્રભાગે દુર્યોધને જે કહેલું છે, તે પ્રમા ણેજ અમને લાગે છે કે શુકનાદિકનો ગમે તેવો પડછો મ ળે તોપણ તે જે અર્થે શુક નિયમિત રીતે મળતો નથી,

તે અર્થે તે કેવળ કાકતાલીય ન્યાયથીજ બને છે, અર્થાત " કાગનું બેસવું અને તાડનુ પડવું " તેવોજ ઘાટ થાય છે, એમ અમે બેધડક બોલવાનાજ ! અમે ભાર મુકીને કહી એ છીએ કે આ એક ભ્રમ શિવાય બીજું કશું નથી, અને તેનાપર પુર્ણ ભરોંસો રાખી ભય પામવો એ શાણા માણસનું કામ નથી. કોઈ પ્રશ્ન કરશે કે જ્યારે શાણા માણસનું કામ નથી ત્યારે ઉપરના નામાંકિત્ વિદ્વાનોએ કેમ શુકનપર વિશ્વાસ રાખ્યો હશે? એ પર અમારો ઉત્તર એટલોજ છે કે, તેઓનો પણ તે ઉપર પુર્ણ વિશ્વાસ હતો એમ સમજવું નહીં! એકાદી લતમાં પડીને જેમ ડાહ્યા માણસો પણ ફસી જાયછે તેમ તેઓ પણ શુકન આદિ વેહેમમાં ફસાઈ ગયા-લુબ્ધ થઇ ગયા હોયછે.—એમાં કશો વિશેષ અર્થ નથી. તેઓની જો શુકન વિષે ખાત્રી થઇહોત તો તેઓ ખાત્રીદાયક લેખ લખી ગયા વિના રહેતજ નહીં; પણ ભ્રમિત મનને લીધે માત્ર ભ્રમણામાં ભટકવા ઉપરાંત તેઓ શુકન આદિ વેહેમની કશી સાબેતી આપી ચુક્યા નથી. કેહેવાનો તાત્પર્ય એટલોજ કે શુકન એ કેવળ ભ્રમ છે. તેના ઉપર વિશ્વાસ રાખી કોઇએ હર્ષવિષાદ પામવો નહીં અને કોઇએ તેનો ભય પણ રાખવો નહીં.

# ભાગ ૩ જો, જ્યોતિષ.

( (૧) જ્યોતિષ-(૨)વિષય સ્વરૂપ-(૩)પ્રસ્તુત શાસ્ત્ર નાં-ઉદય કારણો-(૪) તેનો પ્રચાર-પ્રચારનાં કારણો-(૫) મુખ્ય વિષય-આક્ષેપપર ઉત્તર-(૬) ગ્રહગતિ અને સંસારકૃત્યો-તેનો પરસ્પર સંબંધ હોવાનો સંભવ-(૭) પ્રત્યક્ષ અનુભવ-(૮) બીજા કાંઇવિચાર-(૯) કુતર્કનું નિવારણ-(૧૦) ખરા જ્યોતિષની યોગ્યતા અને ઉપયોગ.)

---

चतुरंगबलोराजाजगतविशमानयेत्।
अहंपंचांगबलवानाकाशंवशमानये॥ *

(૧) પાછળના બે ભાગમાં ભૂત અને શુકન-એ બે વિષય વિષે આપણા વિચાર પ્રદર્શીત કર્યા. હવે આ વખતે જ્યોતિષ વિષે-એટલે ગ્રહદશા ઉપર લોકોનો જે દ્દઢ વિશ્વાસ જોવામાં આવે છે તે વિષે વિચાર કરીએ.

(૨) પ્રસ્તુત નિબંધમાં ખરા જ્યોતિષ વિષે-એટલે જે આશ્ચર્યમય શાસ્ત્રમાં આપણી પૃથ્વી વિષે અને સૂર્ય ચંદ્રાદિ સ્વસ્થ પદાર્થ વષે યથાર્થ નિરૂપણ કરેલું જોવામાં આવેછે,

---

* " ચતુરંગબલનાથી-એટલે હાથી, ઘોડા, પાયદળ ઇત્યાદિ ચાર અંગો જેનાં પરીપુર્ણ છે એવા સૈન્યના યોગે રાજા પૃથ્વી આખીને વશ કરી શકેછે; તેમજ હું પંચાંગ બળના યોગે જોરાવર આકાશને મારી સત્તામાં લાવી રાખુંછું !"

અને જેના જેવું કવિના, તત્વજ્ઞના અને ભાવિકના મનને આલ્હાદ આપનારૂં બીજું કંઈજ નથી, તે વિષે વિવેચન કરવું એ કર્ત્તવ્યનથી. માટે તેનો ઉદય થવાને જે ભ્રાંતિમૂલક શાસ્ત્ર કારણ બન્યુંછે, તે વિષેજ માત્ર તેમાં વિચાર કરવાનો છે. એટલે તેનો ઉદય કેવી રીતે-કેમ થયો, ક્યારે થયો, તેનો હાલ કેટલો પ્રસાર છે, તેમાં અર્થ-રહસ્ય શું છે વગેરે વાત સાંપ્રત નિબંધમાં લખી શકાશે.

(૩) હવે પ્રથમતઃ આ શાસ્ત્રનો ઉદય કેમ-કેવી રીતે થયો તે તપાસીએ. જ્યોતિષની થોડી ઘણી માહિતી ઘણાખરા દેશમાંથી મળી આવે છે; તે પૈકી ખાલ્ડિયન, મિસર, હિંદુ, ચીન વગેરે અત્યંત પ્રાચિન દેશમાં તો એ શાસ્ત્ર પુષ્કળજ પુર્ણાવસ્થાએ જઈ પહોંચ્યું હતું એમ લાગેછે. ત્યારે એ ઉપરથી આકાશમાંના ચમત્કારો વિષે જિજ્ઞાસા અને શોધક બુદ્ધિ મનુષ્ય સ્વભાવને કેવળ સ્વભાવિકજ છે-એ સિદ્ધ થાય છે. પણ બાલ્યાવસ્થામાં રહેનારા દેશના લોકોમાં સ્વાભાવિક હોનારી ઉપરની બન્ને મનોવૃત્તિને બદલે તેજ સ્થિતિના અપ્રબુદ્ધત્વને સ્વાભાવિક પ્રાપ્ત થનારી જે મનની ભ્રાંતિમયતા-તે પુષ્કળ હોય છે. એટલે હાલના વખતમાં જે કોઇ જ્યોતિષ શીખે છે, તે કેવળ તેમાંના પ્રમેયનો બોધ મળે-એવા હેતુથીજ શીખે છે પણ પ્રાચિન કાળમાં તેમ નહોતું; પણ શિખનારનો ઉદ્દેષ ઉપરના ઉદ્દેષ શિવાય બીજો એક નિરાળોજ હતો, તે અર્થાત એજ કે, જ્યોતિષમાં પારાંગત થઇ ગ્રહફળ બતાવતાં આ વડે એટલે ભાવીકાળનું જ્ઞાન પ્રાપ્ત થાય. આ હેતુ ઉપરથા

શાસ્ત્રના અધ્યયનથી કેટલો સિદ્ધ થાય છે અને કેટલો થવો જોઇએ.—તે વિષે હવે પછી વિવેચન કરી શકાશે. પ્રસ્તુત સ્થળે તેના સંબંધમાં એટલુંજ કહેવું બસ થશે કે, પૂર્વે ઉપરનો હેતુ કેવળ ભ્રાંતિમૂલક હતો, એ સામાન્યજનોને તો શું, પણ મોટા મોટાવિદ્વાનોને પણ પરતું માલૂમ નહોતું. જેનું પાછળ વિવેચન કરવામાં આપેલું છે—તે બન્ને ભ્રમને અનુસરનારા જેમ પુષ્કળ હતા તેમ તે પર વિશ્વાસ રાખનારા પણ ઘણાંજનો હતાં આવી રીતે સર્વ કોઇની એક જ પ્રકારની સમજણ હોવાથી પ્રાચિન કાળમાં જ્યોતિષનું જ્ઞાન સંપાદન કરવાની ઉત્કંઠા અને તેમાં વળી નવા નવા શોધ કરવાની હોંશ પુષ્કળ લોકોને હતી, તેમાં કશો પણ શક નથી. અને એ બન્ને વાતો પ્રસ્તુત શાસ્ત્રના ઉદયને કારણભૂત થઇ હશે—એવું અનુમાન કરવામાં આપણે જરા પણ ભૂલતા નથી. જો એમ ન હોત તો જે તાદૃશ જ્ઞાનસંપન્ન ન હોય—તેવા દેશમાં પણ એ શાસ્ત્રની અત્યારે માહિતી હોવાનું કશું પણ કારણ નહોતું. પણ કોઇ કદાચ એવી શંકા લેશે કે, એ શાસ્ત્ર જો કેવળ ભ્રાંતિમયજ હોય તો પછી અતિ પરિશ્રમ લઈ લોકો શા માટે તેનો અભ્યાસ કરે? ગ્રહફળ આદિની સઘળી વાતો જો ખોટીજ હોય તો તે જાણવા માટે સઘળાઓ એટલા આતુર શા માટે બને? આ શંકાનુ સમાધાન એવું છે કે, જે વખતે એ શાસ્ત્રનું ઉપર કહ્યા પ્રમાણે મોટી હોંસથી લોકો જ્ઞાન કરી લેતા હતા, તે વખતે તેનું જુઠાણું પ્રકટ થયું નહોતું. નવગ્રહ, રાશિચક્ર, નક્ષત્રો વગેરેની વ્યવસ્થા કરી લોકો જ્યારે પેહેલવેહેલાં ગણીત કરવા

લાગ્યાં અને કુંડલીઓ માંડવા લાગ્યાં, ત્યારે તે સર્વ ખરૂ છે, એવી સમજણ ઉપરજ લોકોમાં તે પ્રઘાત પડયો. અંતરિક્ષમાંના ગ્રહની ગતિ આદિ ઉપર આ લોકના સંસારાદિ કૃત્યના પડછા મળેછે એવી સમજણથીજ જ્યોતિષકારોએ પ્રથમ નિયમ બાંધ્યા,-કે અમુક અમુક યોગ આવ્યો હોય તો તેનું અમુક અમુક ફળ પ્રાપ્ત થયા વિના રહેજ નહીં. એજ નિયમ આગળ જતાં આસ્તે આસ્તે વિસ્તાર પામી પ્રસ્તુત સમયમાં નિરનિરાળા દેશમાં એ વિષયપર જે સર્વમાન્ય ગ્રંથો થઇ પડયા છે તે નિર્માણ થયા. અને તે ઉપર વિશ્વાસ રાખવાનો પ્રઘાત પિતૃપુત્ર પરંપરાથી ઘણા દીવસથી ચાલ્યા આવવાને લીધે તેજ અદ્યાપિપર્યંત પણ સામાન્યતઃ અવિછિન્નપણે ચાલુ રહેલો જોવામાં આવેછે; તો પણ પ્રસ્તુત વિષય વિષે જેણે યથાર્થ વિચાર કર્યો છે તેને તે શાસ્ત્રમાંનું અસંબંદ્ધપણું લક્ષમાં આવી ગ્રહનક્ષત્રાદિક ઉપરનો તેનો વિશ્વાસ ઉઠી ગયો હતો, એવાં અનેક ઉદાહરણો પૂર્વના ઈતિહાસ ઉપરથી માલુમ પડે છે. એવાં કેટલાંક ઉદાહરણો અમે હવે પછી આપીશું. આ ઉપરથી પ્રિય વાચકવૃંદના ધ્યાનમાં આવશે કે જ્યોતિષ ઉપર પૂર્વથીજ કાંઇ સર્વ માણસનો એક સરખો વિશ્વાસ નહોતો. એ વિશ્વાસ થોડો ઘણો ક્રમે થતાં થતાં હાલના સમયમાં તો સર્વ સુધરેલા દેશમાંથી કેટલેક અંશે સમુળગો નાશ પામવા લાગ્યો છે. કહેવાનો તાત્પર્ય એટલોજ કે પ્રસ્તુત શાસ્ત્રના અસત્યત્વનું અજ્ઞાન-એજ તેની વૃદ્ધિનું સબળ કારણ હતું અને છેવટે તેમાં અસત્યનો જેટલો ભાગ હતો તેટલો નિરા-

ભો—નોખો પડી માત્ર જે સત્ય હતું—તેજ જ્યોતિષ જગતમાં પ્રકટ થયું—તરી નિકળ્યું.

ઉપર જે જ્યોતિષનો પ્રકાર કહેવામાં આવ્યો, તેવોજ પ્રકાર રસાયન શાસ્ત્ર અને ખનિજ પદાર્થ શાસ્ત્રનો પણ સમજવો. તે એવી રીતે કે, એ શાસ્ત્રનો શોધ કરવા માટે લોકોમાં પેહેલ વેહેલાં જે વૃતિ ઉત્પન્ન થઇ તેનું મુળ ભ્રમ શિવાય બીજું કંઈજ નહોતું. અને છેલ્લે ભ્રમનો નાશ થઈ સત્ય તરી નિકળ્યું, અર્થાત ભ્રમમાંથી ઉપરના ઉપયુક્ત શાસ્ત્રનો પ્રાદુર્ભાવ થયો. તાંબાનું સોનું કરવાનો રસ, લોઢાને ઘસતાં વાર તેનું સોનું બનાવવાનું પારસ, કાયા અમર કરવાની વનસ્પતિ, દ્રવ્યાંજન, વગેરે કેવળ મનઃકલ્પિત પદાર્થ શોધી કહાડવા તરફ લાખો ભ્રમિષ્ટ લોકોની વૃત્તિ થવાથી એકંદર જગતનું ઘણુંજ કલ્યાણ થયું. જો કે એ વસ્તુઓ તો હાથ લાગીજ નહીં—કારણ કે તે હાથ લાગવા જેવીજ નથી, તો પણ તેના છંદમાં એક સરખા લાગવાથી લોકોના ધ્યાનમાં પણ નહોતી—સ્વપ્નમાં પણ નહોતી તેવી અનેક બાબતો ઉદય પામી,—તેવી નાના પ્રકારની બાબતો જાણવામાં આવી. ઉદાહરણાર્થે લોહચુંબક લ્યો- એ ખનિજ પદાર્થના અંગમાં કેવો અદભુત ગુણ છે, અને તેના યોગે જગતનું કેટલું અપરિમિત કલ્યાણ થયું છે, તે કાંઈ કહેવાની જરૂર નથી—તે સઘળા સ્વદેશી બાંધવો સારી રીતે સમજેછે. એ એકલા પદાર્થથી જગતનું જેટલું કલ્યાણ થયું તેનું સતાંશ પણ સાક્ષાત પારસમણી સાંપડવાથી થયું હોત? સમજો કે, એટલી લોકોની ઘેલચ્છાના ભ્રમની દયા લાવી પરમેશ્વરે તેઓને સાક્ષાત

પારસમણિ આપ્યો હોત તો જગતમાં હાલ છે તે કરતાં કેટલો ફેરફાર થયો હોત ! જે ક્ષણ વાર વિચાર કરશે, તેને સ્પષ્ટ જણાઈ આવશે કે અપૂર્ણાંકમાંના ભાજકને અને ભાજ્યને, તેટલીજ કીંવા તે કરતાં પણ વધારે આંકડા વાળી શુન્યની સંખ્યાઓએ ગુણવાથી જેમ જરાપણ ફેર પડતો નથી, તેજ પ્રમાણે હાલ જેટલું જગતપર સોનું છે તેના કરતાં કરોડો ગણુ સોનું થયાની કલ્પના કરીએ તો તે વડે મનુષ્યની સ્થિતિમાં તિલમાત્ર ફેરફાર થતો નથી. અપૂર્ણાંકમાં ભાજ્ય અને ભાજક બન્નેને, જે વધારે આંકડાવાળી માત્ર શુન્યનીજ બન્ને સંખ્યાઓએ ગુણવાનું ઉપર કહ્યું-તે ગુણનારી સંખ્યા જેમ દેખાવમાં ઘણી ભવ્ય દેખાયછે તેમ કાલ્પનિક સોનું દેખાવમાં-પછી માત્ર ક્ષણવાર પણ ભવ્ય જણાયા વિના રહેતું નથી. કલ્પના વડે તે કાલ્પનિક આલ્હાદ આપ્યા વિના રહેતું નથી, કલ્પના વડે સાચાસોનાની કિંમત પણ તે નામધારી સોના કરતાં વધારે થઈ શકે નહીં* આ

* અમેરિકાનો શોધ થયા પછી ત્યાંની સોનાની ખાંણો જ્યારે સ્પેનદેશના તાબામાં આવી, ત્યારે કેટલાંક વર્ષો સુધી સોનાનો ભાવ ઘણોજ ઉતરી ગયેલો હતો-એ વાત અર્થશાસ્ત્ર-પ્રસિદ્ધ છે. તેવીજ લંકામાં ગયેલા હજામની વાત પણ પ્રિયવાચકવૃંદો જાણતા હશે ! એ વાત એવી છે કે, કોઈ એક હજામ લંકામાંની સોનાની ઇંટોની કીર્તિ સાંભળી ત્યાં પોતાનો ધંધો ચલાવવા સારૂ ગયો. પછી ત્યાં પેહેલીજ હજામતે તેને સોનાની પાંચ ઈંટો મળી ! તે જોઈ તેના મનમાં આવ્યું કે " હવે ઠીક થયું; ભવની ભાવઠ ટળી ! " આવી રીતે કલ્પનાના સુખ શિખરપર ચઢી કલ્લોલ કરતો હતો તેવામાં તેની બાયડીએ આવી જણાવ્યું કે ઘરમાં અનાજ નથી !

વી રીતે ઉપરના ભ્રમોની પાછળ પડવામાં મનુષ્યો જે અપૂર્વ વસ્તુઓનો શોધ અને લાભ સંપાદન કરી શક્યા છે તે એ ભ્રમાત્મક પદાર્થની પ્રાપ્તી થવાથી પણ કરી શકત નહીં. આ સઘળો પ્રકાર મૃગજળની પાછળ પડતાં પડતાં જેમ એકાદી સારી નદીનો શોધ લાગે તેના જેવો છે, કીંવા ઇસપનીતિમાંના ખેડુતના છોકરા જેવો છે. તેણે જે પ્રમાણે ખેતરમાંનું ધન કહાડી લેવાના લોભથી ખેતર ઘણુંજ ખેડયું અને છેવટે બાપનું દાટી મુકેલું ધન જો કે હાથ લાગ્યું નહીં, તો પણ ખેતરનો પાક એટલો તો નિપજયો કે તેથી લાગલુંજ બાપના દાટી મુકેલા ધનનું વળતર વળી ગયું ! તેજ પ્રમાણે ઉપરના ભ્રમથી ઘેલાં બની લોકોએ કરેલા શોધના પરિણામ રૂપે ઉપરના શાસ્ત્રમાંના કેટલાક ગૂઢ રહસ્યો જાણવામાં આવ્યાં અને તેનો પાછળથી જગતમાં પ્રસાર થયો.

( ૪ ) પ્રસ્તુત શાસ્ત્રની ઉત્પતિ અને પ્રસાર કેવી રીતે થયો તે ઉપર લખી ગયા; હવે તેનો પૂર્વથી પ્રસાર કેવી રીતે થતો ગયો તે વિષે વિચાર કરીએ. પાછળ કહેવામાંજ આવેલું છે કે એ શાસ્ત્રની માહિતી ઘણાજ પ્રાચિન

---

હજામે ઉતર આપ્યો કે " કોઇ પણ વાતની હવે ઉણપ રહી નથી, આજની સોનાની પાંચ ઈંટોનું દ્રવ્ય આ જન્મમાં તો શું, પણ આપણા પછીની પેઢીની પેઢી ખાશે તો પણ ખુટે તેમ નથી !" આવા પ્રકારની લચ્છામાં હજામ જેવો બજારમાં જઈને ઉભો રહયો તેવીજ માત્ર એક શેર અનાજમાં પાંચેપાંચ ઈંટો જતી રહી ! સારાંશ એટલોજ કે સોનાની અને સંપતિની વસ્તુતઃ એક્ષાત્મતા હોતી નથી. જે એક્ષાત્મતા જોવામાં આવેછે, તે માત્ર પરસ્પરના વરપ્પાથીજ દેખાયછે, બાકી વાસ્તવિક તો કશું નથી !

કાળના દેશમાં પણ હતી; ત્યારે એ ઉપરથી સ્પષ્ટ માલુમ પડે છે કે ગ્રહનક્ષત્ર આદિકનું મહાત્મ્ય ત્યારથીજ ચાલતું આવેલું છે. અને હાલના કાળ કરતાં પૂર્વના કાળમાંજ કોઇ પણ પ્રકારનો વિશ્વાસ વિશેષ દ્દઢ બેસવાને પુષ્કળ કારણો હતાં. કારણ એક તો જ્યારે દિવસો દિવસ જગતમાં જ્ઞાનનો અધિકાધિક પ્રસાર થતો ચાલ્યો છે, ત્યારે સમજણના સંબંધમાં પૂર્વના તથા હાલના કાળમાં પુષ્કળજ ફેર પડેલો ગણાય, અને તે મુજબ પડયો પણ છે. બીજું, દિવસો દિવસ મનુષ્યો અધિક શહાણા અને લબાડ થતાં જતાં હોવાથી પૂર્વના જેવી ભોળાઇ અને ભાવિકપણું હાલ કોઈમાં પણ રહેલું નથી. ત્રીજું, પ્રાચિન કાળમાં અર્વાચિનકાળના જેટલું સૃષ્ટિજ્ઞાન ફેલાયલું નહીં હોવાથી સૃષ્ટિમાં કાંઇ ઉત્પાત કિંવા અપૂર્વ ચમત્કાર એકાએક બની આવવાથી પૂર્વની પેઠે હાલના લોકો ભયભિત બની જતા નથી. જે વાતનું હાલ કોઈને કાંઈ પણ લાગતું નથી, તે વાતનો પૂર્વનાં લોકોને કેટલો ભય ઉપજતો હતો, તે સાંભળી તથા વાંચી આશ્ચર્ય ઉપજ્યા વિના રહેતું નથી! ગ્રીસ દેશના ઇતિહાસમાં એવી એક વાત લખેલી જોવામાં આવે છે કે, એશિયામૈનર પ્રાંતમાં પૂર્વે લિડિયા ને મિડિયા નામનાં બે રાજ્યો હતાં. તેઓનો પરસ્પર નિકટ સંબંધ હોવાથી વારંવાર રણસંગ્રામ મચ્યા વિના રહેતું નહોતું. એકવાર એવું બન્યું કે બન્ને પક્ષનું લસ્કર સમરાંગણમાં સામસામે ઉભું રહી ચકમક ઝરવાની તૈયારીમાં હતું- તેવામાં તો સૂર્યનું ગ્રહણ થઇ બ્રમાસ પડવાં માંડયો. છે

હને પુર્ણ ગ્રાસ બની સઘળી રણભૂમિપર ઘોર અંધારૂં પડયું. નક્ષત્રો પુનઃ દેખાડવા માંડયાં. પશુપક્ષી–આદિ પ્રાણીજાત અને વનસ્પતિ વર્ગ એકાએક ભય ચકિત બની ક્ષણભર વ્યાપાર શુન્ય–સ્તબ્ધ બની ગયાં. સંપુર્ણ સૃષ્ટિ અતિશય ઉદાસ અને ભય ભરેલી દેખાવા લાગી. સારાંશ, તે અપુર્વ દેખાવ નિહાળી બન્ને પક્ષના વીર—લડાયકો કેવળ બ્હાવરા બની ગયા અને આપણા ઉપર પરમેશ્વરનો અત્યંત ક્ષોભ થયો એમ માની બન્ને પક્ષના સૈન્યોએ યુદ્ધનો સંકલ્પ તાત્કાળ તજી દીધો અને પુનઃ તેઓ પોત પોતાના સ્થાનમાં ગયા.* કોલંબસ વિષે પણ એવી એક વાત વાંચવામાં આવી છે કે, તે જ્યારે અમેરીકા નજીકના એક બેટમાં હતો, ત્યારે થોડાજ વખતમાં ચંદ્ર ગ્રહણ થનાર છે એમ સમજી તેણે માત્ર તે ઉપરથીજ ત્યાંના લોકોને કેવળ જ્ઞાનાંકિત્ કરી નાખવાનો વિચાર કર્યો. ત્યાંના લોકો આ વખતે પૂર્વની પેઠે કોલંબસ પ્રત્યે આસ્થા અને શ્રદ્ધા રાખતા નહોતા પણ ઉલટા તેની અવજ્ઞા કરતા હતા, તેથી કોલંબસે તેઓને ભય ઉપજાવવા ખાતર એમ કહ્યું કે " તમારી વર્ત્તણુંક હાલમાં ઘણીજ ખરાબ થતી ચાલી છે, તો તે માટે એ વાત પરમેશ્વરને કહી તમોને સા-

---

* સૂર્યનું ખગ્રાસગ્રહણ ઈતિહાસ પ્રસિદ્ધ ઇસ્વીસનની પેહેલાં ૫૮૪ ના વર્ષમાં પેહેલ વેહેલુંજ થયું. આ ગ્રહણ થેલ્સ નામના એક ગ્રીક પંડિતે અગાઉથીજ વરતી કાહાડયું હતું. આ ઉપરથી માલુમ પડે છે કે એ બે પ્રાંતના લોકો કરતાં તે વખતે ગ્રીક લોકો અધિક જ્ઞાનસંપન્ન હશે.

સન અપાવીશ!" એવી તેઓને ધમકી આપી ગ્રહણને દહાડે પુનઃ તેણે તેઓને જણાવ્યું કે, "હજી તમે મારૂં સાંભળતા નથી, તો જુઓ; આજ રાત્રીએ હું મારૂં સામર્થ્ય તમોને બતાવીશ—આજ મારા સામર્થ્યનો પડછો તમોને જરૂર દેખડાવીશ!" ત્યાર પછી પૂર્ણીમાનો ચંદ્ર નિયમ મુજબ ઘણોજ દેદીપ્યમાન જણાયાબાદ થોડા વખતમાં તેને તે બેટના લોકોએ જ્યારે કાળો થતો નિહાળ્યો, ત્યારે તેઓ ઘણાજ ભયભિત બનીને કોલંબસ પાસે ઘણાજ નમ્રપણે આવ્યા અને તેને પગે લાગી પોતાને માટે પરમેશ્વરને વિનવવા સારૂં વિનતિ કરવા લાગ્યા! કોલંબસે તેઓનું બોલવું માન્ય રાખી કહ્યું કે,–" જ્યારે તમોને ખરેખર પસ્તાવોજ થયો છે, ત્યારે હવે તમારૂં સંકટ દૂર કરવા માટે હું પુનઃપરમેશ્વરની પ્રાર્થના કરૂં છું." એમ બોલી તે પ્રાર્થનાના નિમિતે પોતાની ઓરડીમાં એકાંતે ગયો. પછી થોડો વખત ગુજર્યા બાદ સૃષ્ટિ નિયમ પ્રમાણે ગ્રહણ છુટી ગયું; પણ એ કોલંબસના યોગેજ બન્યું, એવી તે જંગલી અણસમજુ લોકોની ખાત્રી થવાથી તેઓ ત્યારથી કોલંબસને અપુર્વ માન આપવા લાગ્યા! ભાવાર્થ એટલોજ કે આ પ્રમાણે સુર્ય ચંદ્રના ગ્રહણની વાસ્તવિક ઉત્પત્તિની માહિતી નહીં હોવાથી પ્રાચીન કાળના લોકોને ગ્રહણનો ઘણોજ ભય ઉપજતો હતો. એવોજ પ્રકાર ધુમકેતુનો છે. ધુમકેતુતો ક્વચિતજ જણાયછે તેથી, તથા તેનો આકાર ઘણોજ વિચિત્ર હોય છે તેથી, ગ્રહણ કરતાં પણ લોકો ધુમકેતુથી

વધારે ભયભિત બને છે. આ પુછડીયું નક્ષત્ર આકાશમાં દેખાવા માંડયુ કે દેશમાં દુષ્કાળ, મરકી, લડાઇ, ધરતી કંપ વગેરે કોઇ પણ જાતનો પ્રલય થયા વગર રહેજ નહીં-એવી સમજણ ઘણા વર્ષથી લોકોના મનમાં નિવાસ કરી રહેલી છે. આવી રીતે સૃષ્ટિમાંના ચમત્કારનું યથાવત સ્વરૂપથી પૂર્વે કાળના લોકો અજ્ઞાન હોવાથી જ્યોતિષ પર તેઓનો સર્વથૈવ નિર્ધાર હતો. શિવાય બીજું એ હતું કે, જ્યોતિષના કાંઇક ભાગનો એટલે ગ્રહણ આદિનો હમેશાં પડ છો-પ્રચીતી લોકોના જોવામાં આવતાં હતાં. અને તેથીજ જ્યોતિષના બાકીના ભાગ ઉપર પણ તેઓની શ્રધ્ધા બેઠી હતી. હાલ જેમ એ શાસ્ત્રમાંના ખરા ખોટા ભાગનો નિર્ણય થયેલો છે, તેમ પૂર્વે નહી થયેલું હોવાથી સદેહાત્મક ભાગ ઉપર પણ લોકમત નિશ્ચયાત્મકપણેજ મળતો આવતો હતો. તો પછી આવી રીતે પ્રાચિન કાળમાં ગ્રહનક્ષત્રાદિકના શુભાશુભત્વપર લોકોનો પકો વિશ્વાસ બેસે તેમાં નવાઇ શી? અને આગળ જતાં આસ્તે આસ્તે ધર્મમાં અને લોક વ્યવહારમાં જ્યોતિષનો પ્રવેશ થઈ મુહુર્તનો વિચાર જ્યારે થવા લાગ્યો, ત્યારે ઉપરના વિશ્વાસને અધિકજ મજબુતી મળી. એ મજબુતી એવી કે, ગ્રહનક્ષત્ર આદિ ઉપરનો વિશ્વાસ-તે એક ધર્મ અને લોકાચારની કલમંજ બની જાઇ તેનો અભાવ એ નાસ્તિકપણાનું અને ઉદ્ધતાઈનું વિપરીત ચિન્હ છે-એમ માનવામાં આવ્યું ! કહેવાની મતલબ એટલીજ કે જ્યોતિષનું પ્રાબલ્ય સર્વ જુના દેશમાં કે આટલું બધું વધી મઠયું તેના કારણો ઉપર બતાવ્યા

પ્રમાણેજ છે. એ પ્રાબલ્યઅદ્યાપિ પણ નાશ પામેલું છે—એમ કહેવાને કશો આધાર નથી. આજે પણ કરોડો લોકો જ્યોતિષપર શ્રદ્ધા રાખનારા છે. સુધરેલા ગણાતા દેશો પણ એ લફરા વિનાના જોવામાં આવતા નથી. અને તેમાં વળી અમારા દેશની તો વાતજ કરશો નહીં! વિદ્વાન અવિદ્વાન, વગેરે સર્વ લોકોનો પ્રસ્તુત વિષયપર કેવો અને કેટલો દૃઢ વિશ્વાસ છે અને તેનું પરિણામ કેવી બારીક બાબતો સુધી પહોંચેલું છે તે વિષે જણાવવામાં કશી પણ વિશેષતા નથી; કારણ સર્વ વાચકો તે યથાર્થ રીતે સમજે છે.

( ૫ ) અહીં સુધી પ્રસ્તુત વિષયનું કેટલુંએક ઉપોદ્‌ઘાત રૂપે વિવેચન થયું. હવે મુખ્ય વિષય વિષે વિચાર કરીએ—જ્યોતિષનો લોક ભ્રમમાં ગણના કરવાનું પ્રયોજન શું?, આ પ્રશ્નના સમાધાનાર્થે અત્રે તેનાં કારણો આપવાની જરૂર છે. કારણો આપતાં પહેલાં પ્રતિપાદન ઉપર આવનારા એક આક્ષેપનું નિવારણ કરવું જોઇએ. એ આક્ષેપ આ છે કે, અસ્તુ પછી અમે જ્યોતિષની વિરૂદ્ધ અભિપ્રાય આપીશું—પણ તે સંબંધના ગ્રંથો વાંચ્યા શિવાય તે અભિપ્રાય આપવાનો શું અમારો અધિકાર છે? "મુહુર્તમાર્તંડ," "બૃહજ્જાતક" વગેરે ગ્રંથનું યથાસ્થિત અધ્યયન કરી તે પ્રમાણે ગણીત ગણી તેની પ્રચિતી પ્રથમ મેળવી પછીથી તેના ખરા ખોટાપણા વિષે બોલવું! આગળથી બોલવામાં અર્થ શો? એવા પ્રકારના વાદ સંબંધે જો કોઇ પ્રસ્તુત વિષયની હિમાયત કરવા માંડે તો તેને અમારા તરફનો એવો જવાબ છે કે પાછળના બે ભાગમાં અમે ભૂત વિદ્યા કીંવા, શુકન વિદ્યા ન શિખતાં

કેવળ માનવ-બાંધવોની સમજ ઉપરથીજ જેમ અભિપ્રાય આપ્યો,તેજ પ્રમાણે પ્રસ્તુત વિષય માટે પણ કરવામાં ફશી અડચણ નથી. એટલે આકાશમાંના ગોળાની ગતિ ઉપરથી મનુષ્યનું ઈષ્ટાનિષ્ટ થવાનો સંભવ કેટલો છે, અને જ્યોતિષ જાણનારે કરેલી ગણીતની પ્રચિતી કેટલી બંદબેરતી આવે છે-આ બન્ને વાતનો શોધક બુદ્ધિથી જે થોડો વિચાર કરશે, તેને પ્રસ્તુત વિષયપર નિર્ણય આપવાને વધારે આયાસ પડનાર નથી. અને આ વિષયપરનો નિર્ણય જો કોઈ જ્યોતિષ વિષેનાં પુસ્તકો વાંચ્યા વિનાજ આપે, તો તેથી તેના નિર્ણયને યત્કિંચિત પણ દુર્બળતા આવશે-એમ સમજવું નહીં.

(૬) તો હવે ઉપરની બે બાબતો વિષે અનુક્રમે વિચાર કરીએ, પેહેલી વાત એકે, આકાશમાંના ગોળાઓ અને જે ગોળા (પૃથ્વી)પર આપણે માણસો છીએ-તેનો અને આપણા સંસાર ક્રમનો કાંઇ પરસ્પર સબંધ છે કે નહીં? આ પ્રશ્નપર નિશ્ચયાત્મક ઉત્તર આપવો બહુ કઠણ છે. કેમકે સઘળી સૃષ્ટિનો પરસ્પર કેટલો સંબંધછે, કીંવા મુદલ નથી-વગેરે બાબતો વિષેનું અલ્પજ્ઞ મનુષ્યને શીરીતે જ્ઞાન થાય? આ સર્વ બાબતો માત્ર એકલા પરમેશ્વરનેજ માલુમ! પણ એટલુંતો ખરૂં છે કે,એવો જો કાંઇ વિચિત્ર સંબંધજ હોય, તો તે મનુષ્યને જાણવાનેબિલકુલ માર્ગ નથી. અને હાલમાં જે સંબંધ જ્યોતિષ ગ્રંથમાં લખેલો જોવામાં આવેછે તે કેવળ કાલ્પનિક સરખો ભાસે છે. એટલે ગ્રહનક્ષત્રો આદિમાં અમુક અમુક યોગ આવેલો હોય તો અમુક અમુક થયાં વિના રહેજ નહીં!

આવો બનાવ કેવળયદચ્છાએ એકાદી વખતે બની આવવા થી જ્યોતિષકારોએ લખી રાખ્યો હશે. તે ઉપરાંત તે નિયમ માં કશો પણ અર્થ જોવામાં આવતો નથી. એકાદા બના વપરથી જ્યોતિષકારોએ જ્યોતિષ શાસ્ત્રમાં નિયમ ઠોકી બે ડયો—તેવીજ રીતની બીજી વાતો પણ મનમાં ઉપજે છે અને તેથી ખાત્રી થાય છે કે-અમુક અમુક ગ્રહના યોગે અમુક અમુક માણસનું માઠું થયું—એ વાત કેવળ જુ ઠી છે-કેવળ ભ્રાંતિના પ્રકારની છે. જુઓ કે, આપણી ભા ષામાંની કેહેવત પ્રમાણે હમેશાં સવા લાખની ભાગફોડ થ યાં કરે છે. એટલે પ્રતિદિવસે લાખ માણસો જન્મે છે અ ને લાખ મરણ પામે છે. હવે આ લાખ પૈકી માત્ર એકજ પળે કિંબહુના એકજ વિપળે જન્મેલાં માણસો કેટલાં મળી આવશે વારૂ? સમજો કે, આપણે એક વિવક્ષિત કાળ લીધો અ ને તેજ કાળે બરોબર જન્મ પામેલાં દસ હજાર માણસો ધા ર્યાં. હવે જ્યોતિષ વિદ્યાના સિદ્ધાંત પ્રમાણે આ દસ હજાર માણસોના જન્મકાળના યોગ કેવળ એક સરખા હો વાથી તેઓને સંસારમાંના—સારૂંનરસું, ભલુંબુંડું, સુખદુઃખ વગેરે પ્રકારો પણ એક સરખાજ પ્રાપ્ત થાય, તેઓની આયુષ્ય મર્યાદા પણ એક સરખીજ—નીવડે, પણ બાંધવો એવી પ્રચિતી કોઇ દહાડો પણ તમોને મળી છે? વધારે મા ણસોની વાત જવા દો, અમુક બેજ માણસો સાથે જન્મવાથી તેઓને એક સરખી વિપત્તિ આવી કીંવા તેઓ ને એક સરખું સુખ પ્રાપ્ત થયું એવું કદી કોઇના સાંભળવા માં આવ્યું છે શું ? જેમાં તેમાં ધણું કરીને જેના તેના

સારાં નરતાં કૃત્યો પ્રમાણેજ સારૂં નરતું પરીણામ આજ સુધી મળતું આવ્યુંછે. જે રાશી અને જે નક્ષત્ર એકને રંકનો રાય બનાવે છે, તેજ રાશી અને તેજ નક્ષત્ર બીજાને રાયનો રંક બનાવી દે છે ! તો શુ આ ઉપરથી સ્પષ્ટ નથી જણાતું કે, જે અર્થે નક્ષત્રથી કે નક્ષત્ર રાશીથી એકજ પ્રસંગે એવાં પરસ્પર વિરૂદ્ધ કૃત્યો બને છે, તે અર્થે તે પ્રસંગને માટે તેના પર કારણત્વનો આરોપ મુકવો એ કેવળ મુર્ખાઈ છે ?

ઇંગ્રેજી જ્યોતિષની—એટલે પ્રાચિનકાળના જ્યોતિષ ઉપર અંગ્રેજ વગેરે લોકોએ હાલમાં જે પુષ્કળ નવા નવા શોધો કરેલા છે તેની—જેઓને માહિતી હશે તેઓ પ્રસ્તુત વિષયપર વળી વધારે ચમત્કારિક આક્ષેપ કહાડી શકશે. તે એવા કે, પ્રિયવાચકવૃંદ પૈકી પુષ્કળોને બહુધા માલુમ હશેજ કે, ગયાં સો વર્ષમાં પુષ્કળ નવા ગ્રહનો શોધ લાગેલો છે. ઇ૦ સ૦ ૧૭૮૧ ની સાલ સુધી આખા જગતને માત્ર બુધ, શુક્ર, મંગળ, ગુરૂ અને શનિ—એ પાંચ ગ્રહોજ માલુમ હતા. પણ ત્યારથી તે આજ પર્યંત એક પછી એક એમ નવા ગ્રહોનો શોધ લાગતાં, હાલ એવા લગભગ સો સાંપડેલા છે. અને હવે પછી બીજા કેટલાનો શોધ લાગશે તે કહી શકાતું નથી. તો પછી શું આ બાબત ઉપરથી એ એક મોટી શંકા ઉપજતી નથી, કે જો ઉપર કહેલા પાંચ ગ્રહનાંજ ફળ લોકોનાં સાંસારિક કૃત્યોને લાગુ પડેછે, તો બીજા જે ગ્રહોનો શોધ લાગેલો છે તે ગ્રહોનાં ફળ કેમ લાગુ પડવાં નહીં જોઇએ ? પૂર્વના પાંચ ગ્રહોના યોગે મનુષ્ય કાર્યને કિંવા ખુદ

મનુષ્યને બાધ નડે, તો બાકીના નવા સાંપડેલા ગ્રહોના યોગે તેમ કેમ નહીં થવું જોઇએ ? પૂર્વના જ્યોતિષ્યમાં ન માલુમ પડયા માટે તે સર્વ નવા ગ્રહો શું સર્વની શાશીથી છુટાજ રહેલા હશે ? શું તેઓ સઘળા નવા જુના ગ્રહોના સંબંધમાં નહીં આવ્યા હોય ? જો ગ્રહોનો નિકટ સંબંધ ન હોય તો કુદરતી કાનુન ઢંગ ધડા વિનાનો નહીં ગણાય ? વાસ્તવિક રીતે જોતાં બાકીના ગ્રહોની પેઠેજ નવા ગ્રહોએ પણ શક્ત્યનુસાર જગતને પીડા અને સુખ આપવાંજ જોઈએ ! પણ અહા ! ચમત્કાર કેવો છે કે સો વર્ષ સુધી માત્ર પાંચ ગ્રહનીજ ગણના કરી, બાકીના ગ્રહનો કોઇએ ધડો પણ કર્યો નહીં !! નવા સાંપડેલા ગ્રહો શિવાય સૂર્યમાળાની મર્યાદાના ખુણાખોચરામાં આજપર્યંત દૃષ્ટિ ચુકાવી જે ગ્રહો બેસી રહ્યા હશે તેતો વળી નિરાળાજ !! બીજો આક્ષેપ એ છે કે, આપણી પૃથ્વીને પણ ગ્રહગણમાંજ ગણવામાં આવેછે; એટલે સૂર્યમાળામાં પેહેલો ગ્રહ બુધ, બીજો શુક્ર અને ત્રીજો પૃથ્વી છે. જ્યારે આમ છે ત્યારે આ ઉપરથી સેહેજ લક્ષામાં આવશે કે આ ગોળા ( પૃથ્વી ) ઉપરના લોકોને જેવો બુધનો, શુક્રનો અને મંગળનો ભય લાગેછે, તેમ–તેજ પ્રમાણે તેજ ગ્રહોમાં રહેનારા લોકોને ( લોકની વસ્તી હોય તો ! ) આપણી પૃથ્વીનો ભય ઉપજતોજ હશે. અને એટલાજ માટે જ્યોતિષકારોએ પૃથ્વીનું ફળ પણ બતાવવું જોઈએ ! તે અંધારામાં જતું કરવું શું વ્યાજવી હતું કે ?!!!

બીજું એમ જુઓ કે, ગ્રહની ગતિપર મનુષ્ય માત્રના સુખ દુઃખનું જો અવસ્ય અવલંબન છે, તો જે પ્રકાર એ

ક દેશમાંજ જોવામાં આવે તે સર્વ દેશમાં પણ જોવામાં આવવોજ જોઇએ, એ ન્યાયદ્રષ્ટીને યુકત છે કે નહીં? જો છે તો તેવો પ્રકાર દૃષ્ટિગોચર થાય છે શું? આપણા દેશમાં બારમો બૃહસ્પતિ બુરો હોય, અને અમુક ઠેકાણે મંગળ જો સારો હોય તો તે પ્રમાણે ચારે તરફ લાગુ પડવું જોઈએ. પણ નિરનિરાળા દેશમાંનો જ્યોતિષ વિદ્યાનો પ્રકાર નિહાળીએ તો તે એક સરખો માલુમ પડતો નથી. એક દેશમાં જે સ્થાનનો જે ગ્રહ ઇષ્ટ કિંવા અનિષ્ટકારક માનેલ હોય છે, તેજ સ્થાનનો તેજ ગ્રહ બીજા દેશમાં વિપરીત માનવામાં આવે છે! શિવાય ઉપરના સઘળા ગ્રહોની સર્વ દેશ અને સર્વ માણસો ઉપર સરખીજ દ્રષ્ટિ હોવી જોઈએ. એક માણસને તેનાથી પિડા પ્રાપ્ત થઇ તો બીજા માણસને પણ તે અવસ્ય થવી જોઇએ. પણ એવું કયાં જોવામાં આવે છે? અહીં કોઇની રાશીપર શનિમહારાજની સ્વારી વળી કે તેના પ્રીત્યર્થ લોહદાન, તિલ દાન, વગેરે હજારો કૃત્યો કર્યા તોપણ તેનો રોષ ઓછો થતો નથી; પણ તેજ સ્વારી ઈંગ્લાંડમાંના કે બીજા અન્ય દેશના લોકોને રસ્તે નહીં જતાં જે રસ્તેથી આવી તેજ રસ્તે પાછી વળે છે; જ્યારે આમ છે ત્યારે આ તેની પંક્તિ પ્રપંચનું શું આજ હશે વારૂ! જે અત્યુગ્ર ગ્રહે પ્રત્યક્ષ શંકર ઉપર પણ બે ત્રણ ઘડી પોતાનો પ્રભાવ બજાવ્યો, તેની દૃષ્ટિ લંકાપતિના સિંહાસન ઉપર સરખીજ લાગવાથી જલદી ચૌદ ચોકડીનું રાજ્ય ધૂળધાણી થઇ ગયું, તેનું સામર્થ્યજ યઃકશ્ચિત્ પરદ્વિપસ્થ મનુષ્યો પર ન ચાલે એ કેટલું આશ્ચર્ય!

ભાવાર્થ એટલોજ કે પાછળના બન્ને ભ્રમ સંબંધે જેમ " બ્હીકણુ પાછળ બ્રહ્મરાક્ષસ " એ કેહેવત લાગુ પડેછે, તેમ ; પ્રસ્તુત ભ્રમ સંબંધે પણ લાગુ પડે છે, તેમાં કશો સંશય નથી.

(૭) હવે પ્રસ્તુત વિષયની તરફેણનું બીજું પ્રમાણ જે પ્રત્યક્ષ અનુભવ-તે વિષે વિચાર કરીએ. આ પ્રમાણ પણ પ્રકૃત વિષયની સત્યતા સિદ્ધ કરવાને પુરતું ઉપયોગી થશે નહીં, એ સર્વ સ્વદેશીબાંધવોને, પોતાને મળેલી પ્રચિતિ ઉપરથી માલુમજ હશે. જુઓ કે, જન્મ પત્રિકા, વર્ષફળ, મુહૂર્ત પ્રશ્ન વગેરે જે જ્યોતિષ કારોના ભવિષ્યવાદના અનેક પ્રકારો હોયછે તેમાંના સર્વાંશે ખરો ખર પ્રચિતી આપનાર એક પણ પ્રકાર માલુમ પડેછે શું? અમુક પ્રકાર અમુક વખતે બનશે એમ કહ્યું અને તેની બરોબર નિયમિત રીતે પ્રચિતી મળી-એવું બેચારવાર બને લું કોણના ધ્યાનમાં હોય છે? આવા પ્રકારો કદાચ એક વાર બનેલા કોઈએ નિહાળ્યા હશે, પણ જે અર્થે તે હમેશાં બનતા નથી-જોવામાં આવતા નથી, તે અર્થે તે ઉપર કશો નિયમ બાંધી શકાતો નથી અને તેથી શું એમ માનવાને આપણને કારણ મળતું નથી કે તે કેવળ યદચ્છાથીજ બને છે? અર્થાતજ એમ માનવું જોઇએ, તે શિવાય છુટકો જ થતો નથી. પણ ધારો કે એમ ન હોય, સમજો કે ભવિષ્યમાં પ્રાપ્ત થનારી વાતનું જ્ઞાન થવાનો માર્ગ મનુષ્યને સાંપડયો, તો પણ તેથી કેટલો ઉપયોગ થશે વારૂ? સર્વ મનુષ્યને અને વિશેષતઃ રાજ્યનીતિજ્ઞ અને રાજ્યકારણી પુરૂષોને આવા પ્રકારના જ્ઞાનથી કેટલું બધું હિત લેતા

આવડશે? હાલની જ્ઞાન સ્થિતિમાં જેમ કરવા જઈએ એક, અ ને તેમાંથી નિપજે વળી કાંઇ જુદું જ! બાજીને આપણે મહા યુક્તિથી દાવ પેચમાં લેવા જઇએ, અને વચમાંજ કાંઇ અકલ્પિત પ્રકાર બની આપણાંજ મગમાં આવી રહે!—આવા, આવા પ્રકારે ભવિષ્ય કાળમાં પ્રાપ્ત થનારી વાતોનું જ્ઞાન થવાથી દુર કરતાં આવડે, એ ઉઘાડુંજ છે. ધારો કે એ પ્રમાણે ભવિષ્ય કાળનું જ્ઞાન મનુષ્ય માત્રને અત્યંત હિતાવહ થનાર છે, અને એ જ્ઞાન પ્રાપ્ત કરી લેવાનો એકાદો ખરો માર્ગ જો આજ સુધી કોઇના જાણુવામાં આવ્યો હોત તો તેના શોધાર્થે લાખો અને કરોડો લોકો યત્નવાન બન્યા હતે—તેમાં કશો પણ સંશય નથી, પણ પ્રસ્તુતની જ્યાતિષવિદ્યા સરખા જે કાંઈ માર્ગો ચો તરફ પ્રસીદ્ધ છે, તે કેવળ અનિશ્ચિત હોવાથી તેના પર ભોળાં અને ભાવિક લોકો શીવાય કોઈનો પણ ભરોંસો બેસતો નથી. સામટી રીતે જોતાં એ ભવિષ્ય જ્ઞાન પરમ કૃપાળુ ઈશ્વરે કેવળ પોતાની કનેજ રાખી તે મનુષ્યને આગળથી પ્રાપ્ત થવાને બીલકુલ દ્વાર રાખ્યુ નથી તે ઘણુંજ સારૂં કીધુ છે એમ અમે સમજીએ છીએ! કારણુ મનુષ્યનો સ્વભાવ કાંઈ સદા સરળ નિર્લોભી અને સંતોષી રહેતો નથી, લોભને અર્થે, લઘુતાને અર્થે, આશા, આકાંક્ષા અને રૂચિ પ્રવૃતિને અર્થે મનુષ્ય સ્વભાવ વિલક્ષણું વલણુને પામ્યા વિના રહેતો નથી; તેમાં વળી જો ભવિષ્યમાં પ્રાપ્ત થનારી સ્થિતિનું જ્ઞાન તેઓને આગળથી થયું, તો પછી અરેરે જગતમાં કેટલો બધો અનર્થ નિપજે, તે કહેવાને અમારામાં શક્તિ પણુ નથી! સારાંશ મનુષ્યને

ભવિષ્ય કાળમાં પ્રાપ્ત થનારી વાતનું જ્ઞાન મળવાનો અદ્યાપિ પર્યંત એક પણ માર્ગ કોઈને પણ સાંપડયો નથી અને તે આજ પર્યંત ન સાંપડયો અને હવે પછી પણ ન સાંપડે-તેમાંજ જગતનું સંરક્ષણ છે।

બીજી વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે, જ્યોતિષ વિદ્યા ઉપરથી ભવિષ્યમાં થનારી સઘળી વાત યથેચ્છ જાણવામાં આવતી હોય, તો પછી અન્ય સામાન્ય માણસોની પેઠેજ જ્યોતિષકારો ઉપર પણ સંસારમાંના સંકટો કેમ ગુજરેછે? જો તેઓને ગ્રહની ગતિ ઉપરથી ભાવી સંકટો અગાઉથી જાણવામાં આવે છે, તો પછી સર્વ ઉપદ્રવથી-સર્વ વિપત્તિથી તે કેવળ મુક્ત થઈ રહેવા જોઇએ કે નહીં? પણ જ્યારે તેવું બનેલું કશું પણ આપણા જાણવામાં આવતું નથી, ત્યારે આ સર્વ બાબત ઉપરથી સ્પષ્ટ માલુમ પડે છે કે જોશીઓના તડાકા અને જ્યોતિષ વિદ્યાની પ્રચીતી આદિપર લોકોનું જે બોલવું થાય છે, તે કેવળ ભ્રાંતિમૂલક છે. પાછળ શુકનના નિબંધમાં-આ પુસ્તકના બીજા ભાગમાં કહેલી નેપચુનની વાતો પ્રમાણે અજ્ઞાન લોકો ફસી પડે છે, એટલુંજ નહીં પણ "કાગનું બેસવું અને તાડનું પડવું" તે મુજબ એકાદી બાબતમાં પ્રચિતી મળી કે તુરત ગાડરીયા પ્રવાહની પેઠે લોકો તેનો સિદ્ધાંત ઠોકી બેસાડેછે. અમે કહીએ છીએ અને તે સત્ય છે કે આ એક સર્વ લોકો મહાભારત ભુલ કરેછે. બાકી જે માણસ-પ્રાંજલ બુદ્ધિથી જેની પ્રચિત્તી મળેલી છે તેવાં અને જેની પ્રચિતી મળેલી નથી તેવાં-બન્ને પ્રકારનાં ઉ-

દાહરણો લઇ નિર્ણય કરશે, તેના લક્ષમાં વિષયનું રહસ્ય આવ્યા વિના કદી પણ રહેશે નહીં. ભ્રમ અને સત્યને તે કદીપણ ઓળખ્યા વિના રહેશે નહીં. વધારે શું કહેવું ?

(૮)એ રીતે પ્રસ્તુત વિષય પર બે પ્રકારનાં પ્રમાણો દાખવ્યાં, એ પ્રમાણો ઉપરથીજ અમારા સમજુ વાચકોની ખાત્રી થયા વિના રહેશે નહીં કે નાનાં મ્હોટાં સર્વ કૃત્યોમાં તિથિ, વાર નક્ષત્ર વગેરેનાં ફળો જોવાનો જે પ્રઘાત આપણા દેશમાં આજ હજારો વર્ષથી એક સરખો ચાલતો આવેછે, તે કેવળ ભ્રમાત્મકજ છે. અંતરિયાળ જે લાખો ગોળાઓ ફરે છે તેની અનાદિસિદ્ધ ગતિના અને આપણા યઃકશ્ચિત ક્ષુદ્ર ગોળાપર કીટવત્ ઇતસ્વતઃ સંચાર કરનારાં—જે આ પણ માનવ પ્રાણી, તેનાં સંસાર કૃત્યોનો પરસ્પર સંબંધ હોવો મુદલ સંભવતોજ નથી. જગન્નિયંતાની ઈચ્છાએ ફરી પ્રેરિત બની અંતરીયાળ પોત પોતાના નિયતકાલિક પરીભ્રમણ પુર્ણ કરેછે;—તેઓને આ આપણા નાનકડા જગતમાં મહાઉથલપાથલ થઈ જાય તો પણ તેનીસાથે કર્ત્તવ્ય શું છે? તે ક્યાં અને આપણે ક્યાં? આપણા વડોદરાના ગાયકવાડ મલ્હારરાવ મહારાજા પદચ્યુત થઈ જન્મ કેદમાં પડયા, કિંવા થોડા વખતમાં કદાચ રૂશિયન લોકો આખો અફગાનિસ્તાન દેશ સર કરશે, તો તે વાત આખા જગતમાં પહોંચતી કરવા માટે—ઢંઢેરો પીટવા માટે શનીએ અમુક સ્થળે આવવું, ગુરૂએ અમુક અમુક જગ્યા પસંદ કરવી, કીંવા એકાદા ધુમકેતુએ ઉદય પામવું—અહા, આટલી બ્રં

થી ખટપટ કરવાની એ સ્વસ્થ પદાર્થોને શો ગરજ છે? વડોદરાના ગાયકવાડની અને સેંટપિટર્સબર્ગના ઝારની કીર્તિ સુર્યમાલામાંના દૂર દૂરના ગ્રહો પર્યંત પણ જઈ શકે શું? અને એકનો અપકર્ષ અને બીજાનો ઉત્કર્ષ-ગ્રહના યોગેજ થયો-એ વાત એકંદર સૃષ્ટિની યોગ્યતા તપાસતાં મહત્વનીછે શું? કીંવા ખરૂં ખોટું દુઃખ પ્રદર્શન અથવા આનંદ પ્રદર્શન કરવા અહીં જેમ સ્થળે સ્થળે લોકો એકઠાં મળેછે, તેમ આકાશમાં પણ ચોતરફ એકંદર મોટો હાહાકાર થઈ રહેછે શું? અમોને તો લાગેછે કે એકંદર વિશ્વની યોગ્યતા નિહાળતાં આપણી પૃથ્વી ઉપરના મોટા મોટા બાદશાહ અને સાર્વભૌમ રાજાઓની યોગ્યતા અને મધપુડા ઉપર સ્વામિત્વ ચલાવનારી મધમાખીઓની રાણી કીંવા કિડિઆરાની કિડીયોની કિડી રાણીની યોગ્યતા પરસ્પર સરખીજ છે!! જે કાળે પૃથ્વી વિશ્વના મધ્ય ભાગમાં હોયને સર્વ ગ્રહગણુ અને જ્યોતિર્ગણ તેની આસપાસ સતત ભ્રમણ કરેછે, એવી એકંદર જગતની સમજણુ હતી, અને સૂર્ય ચંદ્રાદિ સ્વસ્થ પદાર્થનું વાસ્તવિક પરિમાણુ માહિત નહીં હોવાથી જ્યારે સૂર્યમાલાની યથાવત સ્થિતિ લોકોમાં પ્રકટ થઈ નહોતી, ત્યારે ઉપરની સમજણુ હતી-એ ઠીકજ હતું; તે કાળે આખું જગત તે જાણે આપણી પૃથ્વીજ છે-એમ માની બાકીના સર્વ સ્વસ્થ પદાર્થો-પૃથ્વીપર રહેનારાં પ્રાણી માત્રોને માટેજ બલ્કે વિશેષે કરીને મનુષ્ય પ્રાણીઓનેજ માટે નિર્માણુ કરે

ક્ષા છે, એમ સઘળાઓ સમજતા હતા.* જેમ એકાદું મોટું મંદિર હોય અને તેમાં હજારો પદાર્થ કાંઈ ઉપયોગને માટે કીંવા કેવળ શોભાને માટે રાખી મુકેલા હોય છે, તેજ પ્રમાણે આપણી પૃથ્વી-તે પરમેશ્વરે આપણ મનુષ્યને માટે જ બાંધી આપેલો એક મેહેલ હોઇને તેને પ્રકાશ આપવા સારૂ સૂર્ય, ચંદ્ર, નક્ષત્રો, અને ગ્રહો-કેવળ શોભા માટેજ ઉત્પન્ન કરેલાં છે. એવું પુરાતન કાળના લોકોનું માનવું હતું. એવે સમયે પૃથ્વીપર મહાનમહાન રાજાનું એકંદર વિશ્વની યોગ્યતાના પ્રમાણમાં ( તે વખતે એકંદર વિશ્વ એટલે એક માત્ર આપણી પૃથ્વીજ !! ) મોટું મહત્વ હોવાથી-તેને પ્રાપ્ત થયેલા ઇષ્ટાનિષ્ટ પ્રકારોનાં ચિન્હો સઘળી સૃષ્ટિ જોઈ શકે તેમાં વળી વિશેષતા શી ? પણ હાલના વખતમાં એ રીતનો પ્રકાર અને એ રીતની લોકોની સમજણ-કેવળ ફરી ગયાં છે, એટલે સૂર્ય અને તેની આસપાસના આપણી પૃથ્વી આદિ ગ્રહો કયે કયે સ્થળે છે, તે પણ નિશ્ચય પૂર્વક કહી શકાતું નથી. સમુદ્ર કિનારાનો એકાદો ખડો ( કાંકરો-પથરો ) સમુદ્રમાં પડવાથી જેમ પુનઃ તેનો પત્તો લાગતો નથી તેમ આ વિશ્વના એકંદર અનંત વિસ્તારમાં આપણી સુર્યમાળાની માલાજ આખીને આખી ગુમ થઇ જાય તો પણ કશુંએ આપણા સમજવામાં આવે

---

* જ્યોતિષ સંબંધી પુષ્કળ નવા શોધો કરી-તેને પુર્ણત્વ આપવાનું માન જો કે ખ્રીસ્તિ લોકોને ઘટેછે, તો પણ તેના " પવિત્ર શાસ્ત્ર " માં જ્યોતિષ શાસ્ત્રનું બહુજ અજ્ઞાન જણાઈ આવે છે.

નહીં, એવું જ્યોતિષવેત્તાઓનું બોલવું છે ! તો પછી એ વડા પ્રચંડ સૂર્યની અને શનિ ગુરૂ સરખા સો ગ્રહોની જે વિશ્વમાં આટલી–આવી યોગ્યતાછે, ત્યાં આપણા નાનકડા–વિસાદ વિનાના ગોળાને કોણ પુછવાનું હતું! અને છેલે સરવાળે એ યઃકશ્ચિત્ ગોળાપર ત્રણ સાડાત્રણ હાથની પોતાની ભવ્ય મૂર્તિને "સ્ટાર ઓફ ઈંડિયા" નામના પાંચ દસ ચાંદો લટકાવી આપણા માણસોએ શોભાયમાન કીધી કીંવા સેનાખાસખેલની અને બડોદાઓ મહારાજાની કે રૂશિયાના શેહેનશાહની સ્વારી મનમાં આણી, કે તુરત તેનું શુભાશુભ દાખવવા માટે નક્ષત્રોએ, ગ્રહોએ અને ધૂમકેતુ વગેરેએ એક સરખું ભજન કરતાં બેસી રહેવુંજ જોઇએ એવો શું કાંઈ ઈશ્વરનાં ઘરનો નિયમ છે ? અફસોસ! આવો પ્રકાર કદી પણ બને ખરો? આવી સમજણ તે કદી શહાણપણ ગણાય ? સૃષ્ટિમાંની એકંદર સર્વે વસ્તુઓની યોગ્યતા તપાસવાને–જાણી લેવાને જયારે કોઇ શક્તિમાન થયો નથી, ત્યારે ગ્રહદશા, ગ્રહફળ આદિ જ્યોતિષના પ્રકારને અંગે જે જગતના વ્યવહારમાં હાલ બહુ ભાગે પ્રસાર પ્રામ્યોછે–તે બીજું કંઇજ નહીં પણ કેવળ ભ્રમ છે. મિથ્યા અર્થ વગરનું ધીંજણુ છે.

ઉપરના પ્રતિપાદનથી અમારા સર્વ સુજ્ઞ વાચકોના મનમાં આવશે કે ભુતળપર ક્ષણ માત્ર સ્વતઃસંચાર કરનાર જે કીટકપ્રાય મનુષ્ય–તેના વિસાદ વિનાની રમત સરખાં ગૃહકૃત્યનો અને આકાશમાં ફરનારાં ગ્રહનક્ષત્ર આદિનો બિલકુલ સંબંધ નથીઃ માટે તેના યોગ્યાયોગ્યનો તેણે જેમ

હર્ષ પણ માનવો નહી જોઇએ, તેમ વિષાદ પણ મનમાં લાવવો નહીં જોઈએ. મીલમાં કામ કરનારાં મનુષ્યોનું ખરાબ થવું જેમ ચોતરફ ફરનારાં સેંકડો ચક્રની ગતિપર હોતું નથી, કીંવા ઘડિયાળની તખકડી ઉપરથી જનારી કીડીનું શુભાશુભ લોલકના ફરવા પર કીંવા ઘડીયાળની અંદરના ફરનારાં ચક્રપર હોતું નથી—તેજ પ્રમાણે મનુષ્યોની ભુગોળ ઉપરની સ્થિતિ છે. આકાશમાં ફરનારા તેજસ્વી તારાઓ પણ તેઓના કલ્યાણ વિષે કીવા અકલ્યાણ વિષે કેવળ ઉદાસીન હોય છે. અહીંના લોકોને શનિનો આટલો નિરંતર ભય ઉપજેછે, પણ આજથી આઠ દસ વર્ષપર કેટલાક લોકો તોપના ગોળામાં* બેસી જેમ ચંદ્રપર ગયા હતા, તેમજ આ ગળ ઉપર કોઇ શનિઉપર જશે, તો ત્યાંના લોકોને આપણા લોકોના વિલક્ષણ અને નિરર્થક ભયનું વધારે આશ્ચર્ય લાગ્યા વિના રહેશે નહીં, અને આપણે જેમ તેના ગોળાથી (શનિથી) ડરીએ છીએ, તેમ તેઓ પણ કદાચિત્ આપણા ગ્રહની વક્રદૃષ્ટિથી થરથર કંપ્યા વિના રેહેશે નહીં! આવા પ્રકારની વાતો મનમાં લાવતાં પ્રિયવાચકવૃંદની ખાત્રી થશે કે, જ્યોતિષ વિદ્યાપર અદ્યાપિ સુધી સર્વ લોકોનો જે દૃઢ વિશ્વાસ બેસી રહેલો છે—તે માત્ર તેઓના અજ્ઞાનપણા અને તેઓની બુદ્ધિના અપક્વપણા શિવાય બીજું

---

* આજથી આઠ દસ વર્ષપર કોઈએ ગપાષ્ટિક ગોળો ઉડાવ્યો હતો કે બે ચાર જર્મનો ચંદ્રપર ગયા! અને ત્યાંના લોકો તેનાથી ભયભિત બન્યા!! આ ગપાષ્ટિક ગોળાને અત્રે અમે તોપનો ગોળો કહેલો છે!

કંઈજ નથી. હાલ પૃથ્વીપરના કેટલાક સુધરેલા દેશમાંના કેટલાક લોકોનું અજ્ઞાનપણું દુર થયેલું છે—કેટલાક લોકો પરિપકવ બુદ્ધિએ પહોચેલા છે અને તેથી પૂર્વ કાળનો અજ્ઞાનજન્ય વિશ્વાસ તેઓમાંથી દૂર થયેલો છે—અર્થાત તેઓ ભ્રમમુકત બનીને ભુત, શુકન અને ખોટા જ્યોતિષ પર બિલકુલ વિશ્વાસ રાખતા નથી.

(૯) અહીં સુધી મુખ્ય વિષયનોજ ઘણો ખરો વિચાર કરવામાં આવ્યો. હવે એ સંબધે બીજી એકાદ બે વધારે બાબતો વિષે લખી આ નિબંધ પુરો કરીએ. એક વાત એ છે કે, ઉપર જે પ્રસ્તુત વિષયનું અમે ખંડન કર્યું તે ઉપરથી તેનું મુળનું પ્રણયન કરનારા અને તેની આગળ જતાં વૃદ્ધિ કરનારા જે થઈ ગયા તે કેવળ મૂર્ખ હતા કીંવા લોકોને ફસાવવાના-છેતરવાના હેતુથી તેઓએ ઉપરના ગ્રંથો લખ્યા હશે, એમ કહેવાની અમારી મતલબ નથી. ઉલટું અમે પાછળ કહેલુંજ છે કે, પ્રસ્તુત શાસ્ત્રના ઉદય માટે જ્ઞાનપ્રાપ્તીની જે મનુષ્યની સ્વાભાવિક ઉત્કંઠા તેજ, મુખ્ય પ્રથમ પ્રથમ કારણરૂપ નિપજી છે અને તેના યોગે જો કે ભ્રમનો પ્રસાર થયો, તો પણ આગળ જતાં તે ભ્રમમાંથીજ ખરા શાસ્ત્રનો પ્રાદુર્ભાવ થયો. માટે હાલના જ્ઞાન સંપન્ન કાળમાં જો કે ઉપરના શાસ્ત્રનું વિલક્ષણત્વ અને અણસમણત્વ નિહાળી આપણને હસવું આવે છે. તો પણ તેથી આગળ જતાં જે રૂડું પરીણામ આવ્યું—તે ઉપરજ મુખ્યત્વે કરીને લક્ષ આપી તે વ્યર્થ ભ્રમ પામેલા શોધકોને આપણે વિશેષ માન આપવુંજ જોઇએ. બીજું એ-

પણ આપણે લક્ષામાં લાવવું જોઇએ કે, તેઓ જે કાળે જન્મ્યા તે કાળે જગત મૂળની બાલ્યાવસ્થામાંથી તાજુંજ ચઢતી સ્થિતિમાં પ્રવેશ કરવા લાગ્યું હતું, માટે હાલના જેટલો તે વખતે જ્ઞાનપ્રસાર થયેલો નહીં હોવાથી ઉપર વર્ણવેલો ભ્રમ મનને ચોંટવો એ સ્વાભાવિકજ છે; જુઓ કે, સૂર્યના અને ચંદ્રના ગ્રહણની ઉત્પતિ જેઓને માલુમ નથી, તેઓને તે બન્નેનાં બિમ્બો એકદમ કાળામેશ સરખા નિહાળી આશ્ચર્ય ને ભય કેમ ન ઉપજે? તેઓને લાગશે કે સૃષ્ટિનો હમેશનો ક્રમ બદલાઈ આવડો મોટો ઉત્પાત એકદમ કેમ થયો હશે? આખા દેશપર પ્રભુનો કોપ થઈ-ં તેનું આ દર્શક-ચિન્હ તો નહીં હોય! કોલંબસે આટલટિક મહાસાગરપર પ્રથમ ધાડ મારી (મુસાફરી કરી) તે વખતે હોકાયંત્રના કાંટાને એકદમ ઉત્તરથી દક્ષીણમા વળેલો નિહાળી જેમ તેના અન્ય ખલાસીઓને ભય ઉપજ્યો હતો, તેમ-તેવીજ રીતનો આ પ્રકાર છે. આ ચમત્કારનું હજી સુધી કારણ જાણવામાં આવ્યું નથી! પણ હવે પછી કેટલાક કાળ પછી જો તે જાણવામાં આવે, તો કોલંબસને અને તેના ખલાસીઓને વિના પ્રયોજને ભય ઉપજ્યો હતો—માટે હાસ્ય ઉપજ્યા વિના રહેજ નહીં—તે હાસ્ય તે કાળે જેમ અણુસમજનું ગણાય, કિંવા હાલ તે કારણ જાણવામાં આવેલું નહી છતાં તેનું હાસ્ય કરવું એ જેમ મૂર્ખાઈ ભરેલું કહેવાય; તેમ-તેવોજ ઉપરનો આ પ્રકાર છે. ગ્રહણનો કિંવા હોકાયંત્રનો કાંટો ફર્યાનો હાલ જે ભય ઉપજતો નથી, તેનું કારણ એજ કે તે પ્રકાર આસ્તે

આસ્તે નિસ્તેજ પડયા સરખો થયોછે. અને સર્વકો સમજ વા લાગ્યા છે કે તેનાથી કશું પણ થતું નથી, પરંતુ એવો ચમત્કાર જયારે જે લોકોને પેહેલ વેહેલોજ દષ્ટિગોચર થયો હશે ત્યારે, તે વખતે તેઓ અત્યંત ભયચકિત બની જતા હશે તેમાં કશો પણ શક નથી. બીજું ઉદાહરણ ધૂમકેતુનું જુઓ. તેનું ભ્રમણ સરાસરી અનિશ્ચિતજછે; અને તેથી તેની કક્ષા અનુમાનથી કહાડવાને પણ જ્યોતિષકારોને મહા પંચાત પડે છે. ત્યારે તેનું દર્શન આકાશમાં જે કદી કદી થાય છે તે અર્થાતજ અકલ્પિત થઇ તેનું વાસ્તવ્ય પણ અનિશ્ચિતજ હોય છે; શિવાય તેનો આકાર પણ બાકીના સ્વસ્થ પ્રકાર કરતાં કેવળ નિરાળો અને તરેહવાર હોવાથી તે દેખાવા લાગે —ન લાગે—એટલામાંતો સર્વનું લક્ષ તેના પ્રત્યે લાગી રહે છે પછી કાકતાલીય ન્યાયથી ધૂમકેતુ જે દેશમાં દેખાયો હોય છે, દેશમાં કિંવા તેની આસપાસના મુલકમાં જો એકાદો ભયકર ઉત્પાત થયો, કિંવા ધુમકેતુ દેખાયા બાદ લાગલોજ થવા પામે, તો સર્વ લોકોને સેહેજ—કલ્પના ઉપજે છે કે એ ઉત્પાતનું ચિન્હ તે એ પુછડીયા નક્ષત્રનું (ધુમકેતુનું)જં હતું! જેનો કેવળ પરસ્પર અસંબદ્ધ તેવી વાર્તાહોય તો પણ તેને સંબધમાં બેસાડવાનો માણસના મનનો એક પ્રકારનો ધર્મજ છે. તેને અંગ્રેજીમાં "આસોસીએશન્ ઓફ્ આઈડિયાઝ્ (કલ્પનાની સંગતિ) કહે છે. એ સંગતિ એકવાર થઈ એટલે વિરૂદ્ધના સારા બળવત્તર પ્રમાણો દૃષ્ટિએ પડયા વિના તે કદી પણ દૂર થતી નથી; એટલે મનમાં ઠસી ગયેલા કારણનો અને કાર્યનો અ

સંબંધ પુષ્કળવાર દૃષ્ટિગોચર થયા વિના મનમાં દૃઢથયે લો વેહેમ નાશ પામતો નથી. આવી રીતે સૂર્ય ચંદ્રના ગ્રહણો અને ધૂમકેતુ વગેરે કોઈ કોઈ વાર દૃષ્ટિએ પડનાર હોવાથી ઉપરના જેવી ખોટી કલ્પનાસંગતિ લોકો સ્વભાવિક રીતેજ કરે છે, સમજો કે દરરોજ જો એકાદ બે પુંછડીયા તારા ઉગવા લાગે કીંવા ગુરૂ અને શનિ વગેરેનો* જેવો પ્રકાર છે, તે પ્રમાણેજ આ આપણી પૃથ્વી ઉપર પણ દર રાત્રીએ ચંદ્રગ્રહણ થવા માંડે અને સુર્યગ્રહણ પણ મહિનામાં પાંચ દસ વાર થવા માંડે, તો બિચારા ધુમકેતુ ઉપરનો અને રાહુકેતુ ઉપરનો આરોપ તુરતજ ઉડી ગયા વિના રહેજ નહીં, કિંબહુના આરંભમાંજ તે આરોપ સાંખડવો પણ મુશ્કેલ થઈ પડે ! આપણો ચંદ્ર કદી અરધો હોય છે, કદી આખો હોય છે, કદી મુદલ પણ હોતો નથી, તેનું વિલક્ષણપણું જેમ કોઇને કદી લાગતું નથી–

---

* ગુરૂના ચાર ચંદ્ર ( ઉપગ્રહ ) છે, માટે તેની અને સુર્યની વચોવચ એક કેંદ્રમાં તે પૈકી એકાદો ઉપગ્રહતો આવેલોજ હોય છે, આથી દર રાત્રીએ એટલે હમેશાં ( કારણ રાત્રી પણ ગમે તે વખતે ગમે ત્યાં હોયજ ! ) ગુરૂપર ચંદ્રગ્રહણનો યોગ હોય છે. એ ગ્રહણ ખલાસીઓને ઘણુંજ ઉપયોગી હોય છે, અને તે તેઓના પંચાંગમાં હમેશાં દાખલ કરેલુંજ હોય છે. એજ ગુરૂના ચંદ્રગ્રહણ ઉપરથી દર્શનાનુશાસનમાંની એક મોટી વાત સિદ્ધ થઇ. એ વાત તે પ્રકાશનો પ્રસરણધર્મ અને ગતિ છે. શનિના આઠ ઉપગ્રહ છે.

કારણકે તેવો સૃષ્ટિક્રમજ છે, એવી લોકોની પૂર્વથીજ સમજણ થયેલી છે–તેજ પ્રમાણે ધુમકેતુ–પુછડીયા નક્ષત્રનાં અને સુર્ય ચંદ્રનાં અકસ્માત આવનારાં ગ્રહણનો કોઇને કશો પણ અચંબો ઉપજત નહીં! અતિ પરિચય થવાથી અવજ્ઞા ઉત્પન્ન થયા વિના રહેતી નથી. ધુમકેતુની સ્વારી કદી કદી એકાદ વખતે વીશ પચીશ વર્ષે દૃષ્ટિગોચર થાય છે, અને પુનઃ પ્રસ્થાન પણ જલદીજ કરે છે, આથી તેનો આખી દુનિયામાં જે માન મરતબો સચવાય છે, તે જો પુનઃ પુનઃ દેખાવ દે અને લાંબી લાંબી મુદતે પ્રસ્થાન કરે તો તેનો માન મરતબો જરાપણ રહે નહીં ! ઈસાપ નીતિમાંની દેડકાંની વાર્તા પ્રમાણે તેની પણ ગતિ થયા વિના રહે નહીં, એટલે જુપિટરે લાકડાનો ધોકો આકાશમાંથી નીચે નાખવાથી તે પાણીપર મોટેથી પછડાયો, અને તેથી સઘળા દેડકાંઓ પ્રથમ ભય પામીને કેવળ પોતપોતાની જગ્યાપર સ્તબ્ધ થઈ રહ્યાં; અને છેવટે પેલા લાકડાના ધોકાને કાંઈપણ હીલચાલ કરતો નહીં જોયાથી, પ્રથમ જેમ હળવે હળવે તેની પાસે આવ્યાં–તેના ઉપર ચઢવા લાગ્યાં–તેની સાથે રમવા લાગ્યા અને આખરે સઘળાંને તેનો કંટાળો ઉપજવાથી જેમ તેનો તેઓ ભાવ પણ પુછતાં બંધ થયાં–તેમ–તેજ પ્રમાણે ધુમકેતુની પણ દુર્દશા થયા વિના રહે નહીં ! તો આ પ્રમાણે અંતરિક્ષમાંના ચમત્કાર કવચિતજ થતા હોવાથી તે પ્રત્યે લોકોનું ઘણુંજ લક્ષ લાગે છે, પરંતુ એજ ચમત્કારો જો વારંવાર થતા હોય–નજરે પડતા હોય તો તેનો કોઇ ભાવ પણ પુછે નહીં એ ખાત્રીથી સમ

નવું. વળી અંતરક્ષમાંના ચમત્કારો ક્વચિતજ નજરે પડતાં હોવાથી તે પ્રત્યે લોકોનું ઘણુંજ લક્ષ લાગી રહેછે, અને પૃથ્વીપર ચાલી રહેલી ભાંગફોડનું સુત્ર આકાશમાંજ છે, એવી કલ્પના પણ માણસને સહજ ઉદભવવા જેવી હોવાથી તે સંકેતોએ ઉચકી લઈ પ્રસ્તુત શાસ્ત્રનો જે સાર્વત્રિક પ્રચાર માલુમ પડે છે તે ચારે તરફ શરૂ કર્યો હશે, એવું અનુમાન થઇ શકે છે, તો એવી રીતે જ્યોતિષ વિદ્યા જેણે પ્રથમ પ્રવર્તાવી હશે; તેણે તે પ્રવર્તાવવામાં કેવળ પોતાનુંજ મુર્ખપણું પ્રકટ કર્યું છે ,કીંવા જગતને છેતરવાનો કે ફસાવવાનોજ માર્ગ કહાડયો હશે, એમ બોલવું બિલકુલ શોભતું નથી- એમ બોલવું કેવળ ગેરવ્યાજબી છે.

(૧૦) હવે છેવટમાં પ્રસ્તુત ભ્રમરૂપ શાસ્ત્રમાંથી ઉદભવેલું જે ખરૂં જ્યોતિષ તેની યોગ્યતા અને ઉપયોગ વિષે થોડુંક લખી આ વિષય પુરો કરીએ. પ્રસ્તુત નિબંધના આરંભમાં લખેલુંજ છે કે, આ શાસ્ત્ર કવિ, તત્વજ્ઞ અને ઈશ્વર પરાયણ–એવા ત્રણ પ્રકારના મનુષ્યમાં અત્યંત આનંદ ઉપજાવનારૂં છે. પ્રથમ કવિના આનંદ માટે બોલીએઃ– કવિનો મુખ્ય વિષય કલ્પનાશક્તિ છે; એટલે ચિત્તને જેણે કરી ચમત્કૃતિ લાગે–તેમાં તે નિમગ્ન–લુબ્ધ હોય છે. એ ચમત્કૃતિ જે જ્યોતિષ શાસ્ત્રમાં છે, તે એ શાસ્ત્રના વિષયરૂપ વિશ્વ સરખીજ કેવળ અપાર છે! પ્રત્યેક દેશના કવિએ સૂર્ય ચંદ્રાદિ સ્વસ્થ પદાર્થોનું વર્ણન કેવા નિરનિરાળા પ્રકારે કરેલું છે, અને તેથી ઉપમારૂપકાદિ ભંડાર લેવાને તેઓને કેટલો સાંપડે છે, તથા હિંદુ ગ્રીક વગેરે દેશના પુરા-

ણ ગ્રંથમાંના ઉપરના તારા-ગ્રહઆદિનું દૈવત કલ્પિ તે વિષે કેટલી ચમત્કારિક વાતો લખેલી છે, તે જો કોઇ મનમાં આણે તો તેને તુરતજ પ્રસ્તુત શાસ્ત્રનો કવિતા સાથેનો સંબંધ લક્ષમાં આવ્યા વિના રહેજ નહીં. તેમાં વળી હાલમાં આ શાસ્ત્રમાં જે સેંકડો નવાનવા શોધો થયેલા છે અને થાય છે, તેના યોગે તો કવિની કલ્પનાશકિતને રીઝવવાનું સાધન તેમાંથીજ કેટલું વધારે મળ્યું છે અને મળતું જાય છે! ગુરૂના ચંદ્રો, શનિના ઉપગ્રહો, સુર્યપરના ધુમકેતુની લાખો કોશ પર્યંત પ્રસરેલી જ્યોતિ ઈત્યાદિનું યંત્ર દ્વારા પ્રત્યક્ષ પ્રમાણ મળવાથી કોણને ગમત અને મઝા નહીં ઉપજશે? તેજ પ્રમાણે સુર્યમાલાની અપૂર્વ રચના, તેમાંના ગ્રહનો રમણિય દેખાવ, મનને છક કરી નાખનારો તેનો વેગ, તેનું અમર્યાદ અંતર, કદી નહીં ચુકનારી-એની સુયંત્રગતિ; એ સર્વ મનમાં લાવવાથી કેટલો ચમત્કાર લાગે છે! સારાંશ આડિસને પોતાના સર્વ પ્રસિદ્ધ નિબંધમાં "ચિત્ત ચમત્કૃતિ" ના જે ત્રણ હેતુ પ્રતિપાદન કર્યા છે-એક મહત્વ, બીજો સૌંદર્ય અને ત્રીજો વિચિત્રતા-તે સર્વનો પ્રસ્તુત વિષયમાં પુર્ણ સમાવેશ થવાથી તે ત્રણે હેતુઓ તેમાં અનંતત્વપણે રહી શકે છે! હવે તત્વજ્ઞ વિષે વિચાર કરીએ. તત્વજ્ઞ એટલે વસ્તુ માત્રનો તત્વતઃ શોધ કરનાર-તત્વજ્ઞને પણ પ્રકૃત શાસ્ત્રમાંનો સિદ્ધાંત અત્યંત વિસ્મયાસ્પદ લાગશે એ ઉઘાડુંજ છે. લોકોને સ્વતઃ સિદ્ધ લાગનારી વાતોને કિંબહુના પ્રત્યક્ષ ઈંદ્રિયજન્ય અનુભવને પણ ખોટાં પાડનારી જે સુર્યની સ્થિરતા, પૃથ્વીનુ

ભ્રમણ, તેની અંતરિક્ષમાં નિરાધાર સ્થિતિ, પદાર્થમાત્રનું આકર્ષણ કરવાની તેના અંગની અદભુત શકિત,-ઇત્યાદિ જ્યોતિષમાંના પ્રમેયોનું ઉત્કૃષ્ટ જ્ઞાન પ્રાપ્ત થઈ સંપુર્ણ સૃષ્ટિના નવા જ્ઞાનનેત્રનું જ્યારે મનુષ્ય અવલોકન કરવા લાગે છે, ત્યારે તેના અધિકારની અહા, શી વાત કરવી ! મોટા ઉંચા પર્વતના શિખર પર ઉભા રહેલા મનુષ્યની નજર ઘણેજ દૂર પહોંચી જેમ તેનો દક પ્રદેશ વધે છે, તેમ-તેજ પ્રમાણે મનના સંબંધે નિહાળતાં ઉપરના મનુષ્યની એવી સ્થિતિ થયા વિના રહેતી નથી, એટલે તેના જ્ઞાનનેત્રનો ટપ્પો સૃષ્ટિની સીમા પર્યંત જઇ પહોંચે છે એમ કહેવાને કશી અડચણ નથી ! તેમજ સૃષ્ટિના અનેક ગુપ્ત વ્યાપાર પણ તેના જાણવામાં આવવાથી માણસોને અજ્ઞાનત્વને લીધે જે વાતનું ખરું સ્વરૂપ કાંઇજ માલમ પડતું નથી, કીંવા જે વિષે વિચાર કરવા જતાં તેની બુદ્ધિ કેવળ ગોંધળમાં પડયા વિના રહેતી નથી, કીંવા જેનો અત્યંત ભય ઉપજે છે,* તે સર્વનું તેને ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થયેલું હોવા

---

* સૂર્યનો આકાશમાંથી એકાએક નાશ થયો હોયતો તેનો લોકોને કેટલો બધો ભય ઉપજે છે તેનો દાખલો કોલંબસના સંબધમાં આગળ આપેલોજ છે. અત્રે ગ્રીસ દેશના ઈતિહાસમાંનું એક ઉદાહરણ આપવું અવસ્યનું ધારીએ છીએ. આથેન્સ અને સ્પાર્ટા-એ સંસ્થાનોની વચ્ચે ઝગડો ચાલેલો હોવાથી એકવાર એવું થયું કે આથેન્સ સંસ્થાને સ્પાર્ટાપર પ્રથમ ચઢાઈ લઈ જવા સારૂ એક મોટું વહાણ તૈયાર કર્યું. આ વહાણ જેવું નિકળવાની તૈયારીમાં હતું તેવુંજ સૂર્ય ગ્રહણ થયું ! આથી સઘળાઓ ઘણાજ ભય

થી બાળકને જેમ અઘોરી બાવાનો, બિલાડાનો કીંવા કાગ ડા કુતરાંનો ધાક પડી ગયેલો જાણી પુખ્ત માણસને હસવું આવે છે, તેમ તેને પણ જગતમાંના અન્ય માણસના ભયથી કે અજ્ઞાનથી હસવું ઉપજ્યા વિના રહેતું નથી. પણ એ સઘળું ઉપરનું શાસ્ત્ર શિખનાર માટેજ કહેવામાં આવ્યું! એ શાસ્ત્રમાં નવા નવા શોધ કરી તેનું ગુરૂત્વ જેણે પોતાની પાસે રાખેલું છે તે મહાબુદ્ધિમાન પુરૂષના ભાગ્ય વિષે શું કહેવુ! થેલ્સનામના પાછળ કહેલા ગ્રીક પંડિતે ઈ૦સ૦ પહેલાં ૫૮૪ મા વર્ષનું* ખગ્રાસ ગ્રહણ વરત્યું અને તેનો જ્યારે લોકોએ પડછો યથેચ્છ નિહાળ્યો, ત્યારે તેના બુદ્ધિ સામર્થ્યનો લોકોને કેટલો અચંબો ઉપજ્યો હશે, અને તેને પોતાને કેટલો હર્ષ પ્રાપ્ત થયો હશે! ગ્યાલિલિયોએ નવિ દુર્બીન સ્વતઃ તૈયાર કરી જ્યારે પેહેલવેહેલું આકાશનું સીમોલંઘન કર્યું, અને પેહેલે તડાકે ગુરૂના ઉપગ્રહો, શનિના ઉપગ્રહો,

---

ભિત બન્યા અને વહાણપરના મુખ્ય સુકાણીએ સુકાણ પકડવાની ના પાડી! આથી વહાણ પરના પરિકલીજ નામના ગૃહસ્થે તેની પાસે જઈ પોતાનો કાળો ઝબ્બો તેના માથાપર ઢાંકયો અને પછી કહ્યું કે,– "આમાં તને કાંઈ ભયંકર દેખાય છે શું!" સુકાણીએ કહ્યું,–"ના" પછી પરીકલીજ બોલ્યો,–"તો પછી જબ્બામાં અને આ ગ્રહણમાં શો ફેર છે! એટલુંજ કે નહી, કે મારા જવાથી ઘણોજ મોટા પદાર્થ તારી દૃષ્ટિ આડે આવ્યો છે!"

* ઉલટું ગણીત કરતાં આ ગ્રહણ ઉપરના વર્ષના મે મહીનાની ૨૮ મી તારીખે થયું હશે એમ માલુમ પડે છે!

સુર્યબિંબપરના ડાઘ, ચંદ્રપરના પર્વત વગેરે ભુલોકમાં લાવી બતાવ્યા, ત્યારે તેના ચિત્તને કેવો ઉલ્હાસ થયો હશે ! એવીજ કેપ્લરની પણ વાર્તા છે. ગ્રહની ગતિ વિષે સિદ્ધ કરી બતાવેલા ત્રણ નિયમો તેના નામપર જ્યોતિષ શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે, તેમાંના પ્રત્યેકની સિદ્ધતા કરવા સારૂ તેને વર્ષના વર્ષ ગાળવાં પડયાં. તેના યોગે જ્યોતિષને કેટલું પુર્ણત્વ આવ્યું તે એ શાસ્ત્રના અભિજ્ઞોને સારી રીતે માલુમ છે. એ જ્યોતિષકારે પણ ઉપરનાં સિદ્ધાંતો પક્કા ઠરવાથી જે આનંદ પ્રદર્શિત કર્યો–તેના ઉદ્‌ગારો તેના ચરિત્રમાં સાંપડે છે. એ આનંદના ઉભરામાં તેણે પોતાને " આકાશનો નિયંતા " કહેલો છે. અને એ ખેતાબ આજપર્યંત જેમનો તેમ તેના નામ સાથે ચાલુ રહેલો છે. સર ઐસાકન્યુટનની વાત વળી તેના કરતાં પણ વધારે મહત્વની છે. એ વિદ્વાન ગૃહસ્થ એક દહાડો બાગમાં બેઠો હતો ત્યારે વૃક્ષપરથી એક ફળ નિચે પડતું નિહાળી–તેપર તેણે કેટલો વિચાર રચ્યો તે કાંઈ કોઇનાથી અંજાણ્યું નથી. જે ગુરૂત્વાકર્ષણના નિયમપર વિશેષે કરીને તેની કીર્તિ એક સરખી અદ્યાપિ પર્યંત ચાલી આવેલી છે, અને હવે પછી પણ જગતના અંત પર્યંત ચાલુ રહેશે–તે નિયમની સિદ્ધતા પુષ્કળ વર્ષ સુધી ગણિત કરી જ્યારે હાથ લાગી અને તેને જોઈતા હતા તેવા આંકડાઓ ગણિતમાં ક્રમેક્રમે આવવા લાગ્યા, ત્યારે તેને એટલો તો આનંદ થયો અને કંપસ્વેદાદિ અષ્ટભાવ પ્રકટ થઈ એટલા તો પ્રબળ થયા કે પછીથી તે ગણીત કરીજ શક્યો નહીં ! છેલ્લે તેણે ગ

ણીતનો દાખલો પડતો મુકી પોતાના બીજા એક મિત્ર પા સે કરાવ્યો! હવે માત્ર છેવટે જે એકભાગ રહ્યો છે તે એ જ કે પ્રસ્તુત શાસ્ત્રના અધ્યયનથી અને મનનથી મનુષ્યમાં આસ્તિકય ઉત્પન્ન થઈ જગત્કર્ત્તા પરમેશ્વર પ્રત્યેની ભક્તિ વૃદ્ધિંગત થયાવિના રહેતી નથી. પ્રથમ જે આસ્તિકય ઉ-ત્પન્ન થાય છે તે એવી રીતે કે, શાસ્ત્ર અધ્યયન કરનારો મનુષ્ય જ્યારે એવડી અપાર સૃષ્ટિ પોતાની આસપાસ પસ રેલી નિહાળે છે, અને તેનો વ્યાપાર આજ યુગાનુયુગથી, અસ્ખલિત અને સુયંત્ર ચાલેલો જ્યારે મનમાં લાવે છે ત્યારે તેટલો આડબંર કોઈ કર્ત્તા-નિયંતા શિવાય ઉત્પન્ન થ યો નથી, અને એટલી એક સરખી સરળ વ્યવસ્થા આ-જ અનંત કાળથી ચાલી રહેલી છે તે કોઈ નિયંતા શિવા-ય ખચિત ચાલી શકત નહીં, એવી તેના મનની પકી ખા ત્રી થઇ ચુકયા વિના રહેતી નથી! એકાદી સુંદર, ભવ્ય અને સુશોભિત ઇમારત એકાદા વેરાન-નિર્જન પ્રદેશમાં એકાદો માણુસ જુએ અને તે વખતે તેને જેવી કલ્પના ઉપજે તેવીજ કલ્પના તે શાસ્ત્ર અધ્યયન કરનારને ઉપજ્યા વિના રહેજ નહીં! કારણ તે પણ તેના જેવોજ અલૌકિક પ્રકાર છે. જેણે એવી ભવ્ય અને અલૌકિક રચના કરેલી છે તે પરમકૃપાળુ ઈશ્વરનું ચાતુર્ય અને સામર્થ્ય કેટલું હશે, તે શાસ્ત્ર અધ્યયન કરનારના મનમાં આવવાથી છક થયા વિના રહેતો નથી! કહેવાનો તાત્પર્ય એટલોજ કે સર્વ ધા ર્મિકપણાનું મૂળ જે આસ્તિકય બુદ્ધિ તે ઉપર કહ્યા પ્રમાણે પ્રસ્તુત શાસ્ત્રથી માણસના મનમાં દૃઢ થાય છે. આ પ્રથ

મની વાત પુરી થઇ. હવે બીજીવાત એ છે કે પરમેશ્વર પ્રત્યે પ્રીતિ અને ભકિત પ્રસ્તુત શાસ્ત્રને લીધે માણસમાં સારી રીતે ઉદ્દભવે છે. ભકિત અને પ્રીતિ-એ બન્ને વૃતિ પણ સૃષ્ટિનું લેશમાત્ર પણ લક્ષ પૂર્વક અવલોકન કરવાથી સર્વ સુજ્ઞ માણુસના હ્રદયમાં ઉત્પન્ન થાય છે. જેમ બાળક મોટું થઈ તેનામાં સમજણ આવતાં જવાથી પોતાના માતાપિતાએ પોતાનું લાલન પાલન કેવી રીતે કર્યું, પોતાપર આવેલાં કીંવા આવવા લાગેલાં સંકટનું તેઓએ કેવી રીતે નિવારણ કર્યું વગેરે વાતો તેના જાણવામાં આવતી જાયછે, અને તે વાતો જાણવામાં આવવાથી તેની જન્મ સિદ્ધ અને સહવાસ રૂઢ પ્રીતિ અને ભક્તિ જેમ વૃદ્ધિંગત થયે જાય છે, તેજ પ્રમાણે જગત્કુટુંબી-પરમ કૃપાળુ-મહા પિતા જે પરમેશ્વર-તેણે સંપૂર્ણ સૃષ્ટિના સંરક્ષાણાર્થે અને સુખાર્થે જે હજારો ને લાખો તજવીજ અને યુકિત કરીરાખી છે, જે સૃષ્ટિ વિષયક શાસ્ત્રની વૃદ્ધિ સાથે અધિકાધિક ઉદયમાં આવતો જાય છે અને એવીજ રીતે આગળ જતાં પણ અનંત કાલાવધિ અવસ્ય આવતો જશેજ-તે સર્વ પ્રકાર મનમાં લાવતા માત્ર દુરાગ્રહી અને મુર્ખ લોકો શિવાય સર્વના મનમાં ઉપરની બન્ને વૃત્તિ તેના (પ્રભુ) પ્રત્યે ઉત્પન્ન થશેજ થશે; અને જ્યાં સુધી આ ચરાચર વિશ્વ તે શાસ્ત્ર અધ્યયન કરનારને દૃષ્ટિગોચર થશે, ત્યાં સુધી તે કશાથી પણ ડગશે નહીં એ ઉઘાડુંજ છે ! !

---

**સમાપ્ત.**

---